રસુલુલ્લાહે (સલ૦) ફરમાવ્યું કે:—

"ઇલ્મ સંપાદન કરવું હરેક મુસલમાન મરદ અને મુસલમાન ઓરત ઉપર એક ફરજ સમાન છે.'

# બેહેશ્તી ઝેવર

અથવા

# સ્વર્ગનું ઘરેણું

## ભાગ ૧ લો

ભાષાંતર કરનાર:

**મર્હુમ મૌલાના ગુલામ મોહંમદ સાદેક**


છપાવી પ્રસિદ્ધ કર્તા:

**મેનેજર, કુતુબ ખાનએ સાદેકીયહ**

ઝાં ૯૨. ૭. સુરત

રસુલુલ્લાહે (સલ૦) ફરમાવ્યું છે :—

"ખુદા જેના વિષે ભલાઇ ધારે છે તેને દીનમાં સમજ આપે છે"

# બેહેશતી ઝેવર

અથવા

## સ્વર્ગનું ઘરેણું

ભાગ ૧ લો.


મુળ ઉર્દુથી ભાષાંતર કર્તા :—

હજરત મૌલાના મરહુમ ગુલામ મોહમ્મદ સાદેક



છપાવી પ્રસિદ્ધ કરનાંર :—

અબ્દુર્રહીમ બી૦ મૌલવી ગુલામ મોહંમદ સાદેક

મેનેજર—કુતુબખાના—એ—સાદેકીય્યહ.

રાં[illegible]. જી. સુરત.

રજબ સને ૧૩૫૦ હિજરી]  ત્રીજી આવૃતિ પ્રત ૧૦૦૦




કિંમત રૂ. ૦–૬–૦

પોસ્ટેજ જુદું.

# આ પ્રથમ ભાગને શીખવ્યા પહેલાં શીખવનારે નીચેની ચેતવણી લક્ષમાં લેવી.

(૧) છોકરો અથવા છોકરીનું જ્યારે અરધું અથવા આખું કુરઆને શરીફ પુરૂં થાએ ત્યારે એક સબક આ કિતાબનો પણ શરૂ કરાવી આપવો.

(૨) કક્કાના પદને સારી પેઠે ઓળખાવી શીખવવું અને કદી કદાચ, તેની પરીક્ષા પણ લેતા રહેવું.

(૩) જો કુરઆને મજીદ પુરૂં થયું હોય અને છોકરીને લખવા પણ શીખવ્વામાં કાંઈ બાધ સમજતા નહીં હોય તો એના બધા લેસનો પહેલાથી છેલ્લા સુધી ટુકડે ટુકડે લખાવવાનો મહાવરો પણ કરાવવો અને જેમ જેમ આવડતું જાય કે આગળ વધતાં જવું એથી લખતાંઆવડી જશે. એટલુંજ નહી પણ કિતાબનું વિવેચન શું શું છે. તે પણ મગજમાં સારી પેઠે જામી જશે.

(૪) કેટલાક પત્રો, શરૂમાં એટલાં માટે લખ્યાં છે કે તેમાં લખવા પઢવાના લાભો બયાન થયાં છે એથી છોકરીઓને શીખવાની ઉમંગ પણ થશે. વળી કાગળ લખવાની રીતો પણ જણાઈ આવશે અને ભણવાની ટેવ થશે જેથી આગળ કિતાબની મતલબ સમજવા વધુ કઠણ લાગશે નહી.

એવીજ રીતે ગણત્રીની પણ આગળ ચાલતાં ઘણી જગ્યા કિતાબમાં પણ જરૂરત રહેશે જેથી કામજોગ તે પણ લખી છે.

અને, બચ્ચાઓને કિસ્સા કહાણી કહેવાનો પણ શોક હોય છે. જેથી કેટલાક કિસ્સાઓ હદીસોમાંથી લખી, તેને કહાણીનું નામ આપ્યું છે. એઓ જુઠી કહાણીઓ નહીં કહે. અને તેની જગ્યા આ સહી હદીસો બોલતા રહે. એટલુંજ નહીં, પણ એથી વાંચવાનો મહાવરો પડશે.

(૫) એ પછી કિતાબની મતલબ શરૂ કરી છે. જેમાં પ્રથમ અકીદાઓ છે તે પછી દીની કામો છે તે એઓને સારી મહેનતથી શીખવે અને હમેશ એની પરિક્ષા લેતા રહે.

અને જો બે ત્રણ છોકરીઓ એક કલાસમાં સાથે પઢતી હોય. તો એઓને ચેતવણી. આપવી કે એક બીજાને મોઢા ઉપર પુછીલે.

જો શીખવનાર મરદ હોય, ત્યારે જે મસઅલા શરમના છે તે પર નીશાની બનાવી તેને છોડીદે પોતે નહી પઢાવે અને પોતાની સ્ત્રી હોય તો તેના વડે સમજાવે પણ બેહતરી એમાજ છે કે નહીં શીખવે જ્યારે સમજદાર થશે તો પોતેજ જોઇ લેશે.

بسم الله الرحمن الرحيم
نحمده ونصلي على رسوله الكريم

હજાર હજાર હમ્દ અને વખાણુ તે માલીક માટે છે કે જેણે પોતાની મેહેરબાનીથી અમને કુરઆને મજીદ આપ્યું અને તેનું બયાન શીખવ્યું જેનાવડે તેની ખુશી નાખુશીને દરેક કામ વિષે જાણી, અને હજાર હજાર દોરૂદ અને સલામ તેના પ્યારા મોહમ્મદ મુસ્તફા માટે છે કે જેવણુની મારફતે તેની ખુશી નાખુશી પ્રગટ થઇ અને તેવણુની આલ અને અસહાબ અને સઘળા તાબેદારો માટે છે.

આ પછી ગુલામ મોહમ્મદ બી. હાજી હાફેજ સાદેક અરજ કરે છે કે બેહેશતી ઝેવર ઉર્દુ સ્ત્રી કેળવણી માટે ઘણી ઉમદા છે અકાએદ નમાઝ, રોઝા, ઝકાત, નિકાહ, તલાક, કુરબાની, કસમ, કસમનો કફારો, વેચાણુ કીરાયું પીરી મુરીદી હઝરત (સલ)ની હાલત મુબારક, બુરી રસમોનું બયાન તથા તેનો સુધારો, કયામતની નિશાનીઓ વગેરે ઘણા વિષયો ઘણી ઉમદગીથી લખાયા છે. અને એ સઘળા વિષયો બેહેશતી ઝેવરના આઠ ભાગમા સમાયા છે. માત્ર પહેલો ભાગ બાકી હતો તે આજપ્રગટ થયો. હવે* નવમો તથા દશમો ભાગ રહયો છે તેમાં ઘર ધંધો તથા કેટલીક અખલાક આદાબની વાતો. અને દુકાણુથીજ પણુ જરૂરી સગળી જાનનું વર્ણુ છે. જો જીન્દગી બાકી છે અને તંદુરસ્તી રહી તો તેનો પણુ તરજુમો કરીશ, છતાં ઇસ્લામની જરૂરી સઘળી બાબતો આમાંજ સમાઈ ગઇ છે. આ ભાગો જો કે સ્ત્રીઓ માટે છે પણુ તે પુરૂષોને પણુ ઓછી ઉપયોગી નથી, એના શીખવાથી નાનો સરખો મૌલવી થાય છે. એટલુંજ નહીં પણુ ઘણા ખરા મસઅલા કે જે કેટલાક વાએઝી મૌલવીઓ અને પીરી મુરીદી કરનાર નમના મશાએખોને આવડતા નથી અને વાંચનાર તેથી વાકફ થાય છે આ વાત આઠે ભાગ વાંચવાથી ખાતરી થશે.

સ્ત્રીઓને કેળવવાની, શીખવવાની, પઢાવવાની ઘણી જરૂરત છે તેના શીખવાથી તે સાસુ સસરાનો, ધણીનો સઘળાઓનો મરતબો સારી રીતે સમજશે તેણીની ચાલ ચલગત તેના બચ્ચાં જોઈ સુધરશે. બુરી રીત રિવાજથી બચશે જેથી તેને દીન દુન્યાનો લાભ થશે, અને ખરી નીતી મેળવશે વગેરે બીજા એવા ઘણાં ફાયદા છે. આ ઉપરથી સર્વ અક્કલવાળા સ્ત્રી કેળવણીના હિમાયતીઓ જો કે તેઓમાં હજુ સુધી મત ફેર છે કે કઇ કેળવણુ આપવી અને કઇ નહીં આપવી. તે વિષે મારો આ મત છે કે બેહેશતી ઝેવર અથવા એના જેવીજ બીજી કોઇ કિતાબોની કેળવણી આપવાનો છે અને હું સરકારી શાળાની ટેક્ષ બુકોનું સ્ત્રીને ભણાવવું દુરસ્ત જાણુતો નથી.

---

* અલ્લાહના ફઝલથી આ બે ભાગો પણુ છપાઈ ચુકયા છે. અને સંપુર્ણ કિતાબ દશ ભાગમાં કુતુબખાના સાદેકીયહમાંથી મળશે.

સરકારી ટેક્ષ બુકોમાં (જરૂરી) ઉપયોગી તે વાતો નથી, કે જેથી તે એક બીજાના હક્કને પહોંચાની શખે તેણીએ કેવા અકીદા રાખવા અને કેવી રીતે પોતાની ફરજો અદા કરવા તે તેમાં કંઇ નથી. અને તે ચોપડીઓમાં કેટલીક નીતીની વાતો છે પણ તે નહીં સરખી છે. કારણ કે અલ્લાહ તથા રસુલના કલામની જે અસર છે તે તેમાં હોતી નથી એજ કારણે યુરૂપની લેડીઓ તથા પારસીઓમાં સરકારી શાળાની સારી કેલવણી છે છતાં પુરૂષો વગેરેમાં છુટાપણું હોવાથી અનીતીના ફોજદારી કેસો વધતા જાય છે કે તેવા કેસો હિન્દુસ્થાનની અભણ સ્ત્રીઓના હોતા નથી. અને કેટલીક પારસી સ્ત્રીઓના ચલણ જે સાંભળવામાં આવે છે તેથી વધુ લાખ દરજજા અભણ સ્ત્રીઓ સારી છે. મતલબ કે સ્ત્રીઓને જે શીક્ષણની જરૂરત છે તે એમાં નથી. એટલુંજ નહીં પણ કેટલીક વાતો શરીઅત વિરૂદ્ધ પણ શીખવવામાં આવે છે. દાખલા તરીકે કુરઆનથી તથા હૈઅલથી સિદ્ધ છે કે નજર તથા જાદુ સત્ય છે તેમજ તેની અસર થાય છે પણ એ ચોપડીવાળો તેને વહેમ ઉપર નાખી તેનું ખંડન કરે છે. આસમાન એક વસ્તુ છે કુરઆનમાં તથા હૈઅલમાં છે છતાં પણ તે બુકોના કરતાં તેનો નકાર કરે છે અને જે નજરે દેખાય છે તે નજરની છેવટનો એક રંગ બતાવે છે; અને આસમાનના નકારથી મેઅરાજ વગેરે ઘણી બાબતો મટી જાય છે અને તેથી ઇમાનમાં નુકશાની આવે છે. મતલબ કે સરકારી ટેક્ષ બુકોની કેલવણીથી ચાલાકી ઘણી આવે છે પરંતુ અખલાકના પુરતાં સુધારાની ગેર હાજરીમાં તે ચાલાકી ઉંધે માર્ગે દોરે છે. "જે સ્ત્રીને માટે ઘણું નુકશાનકારક છે હૈઅલમાં તથા હદીસામાં છે કે "ખુદાનો ભય તે ડહાપણનું મુળ છે" એ ઉત્પન્ન થાય એવી તાલીમ હોવી જોઇએ."

આ ભાગનો શરૂનો તરજુમો મેં કર્યો નથી કેમકે અલેફ બે કે તેના જોડા અક્ષરોનો તરજુમો કંઇ લાભ આપે તેમ હતો નહીં જેથી તેની જગ્યાએ ગુજરાતી મુળાક્ષર રાખ્યા છે તેમજ કાગળ લખવાની રીતમાં પણ વધારો ઘટાડો કર્યો છે.

આ ભાગમાં સ્ત્રીઓને લખતાં શીખવવા ઉપર કર્તાએ ભાર મૂક્યો છે પણ હું તે મત સાથે મળતો નથી, કેટલાક દાખલા તથા તજરૂબાથી હું તેને પસંદ રાખતો નથી. અલ્લાહ તઆલા આ ભાગને પોતાના ફજલથી કબુલ કરી બીજા ભાગોની જેમ ઉપયોગી કરે, બીમારી જોઇફને જોતાં એ કામ થઇ શકે નહીં પણ અલ્લાહે પૂરું કરાવ્યું એ વિષે તેને માટે સઘળી હમ્દ છે.

---

* એમ તો હઝરત મૌલાના મરહુમ ગુલામ મોહમ્મદ બી૦ હાફેજ સાહેબ સાહેબે ઘણી કીતાબો લખી છે પણ આ કીતાબનો સંપુર્ણ તરજુમો કરવામાં અલ્લાહ પાકે મવલાના મરહુમને છેલ્લી હયાતી બખશી હતી માટે આ કીતાબને મરહુમનો છેલ્લો ફેઝ સમજી આવૃતિ બીજી છપાવી બહાર પાડી છે. ખુદા પાક એને પણ તેમજ કબૂલ કરે.

મેનેજર:—એચ. એ. રહમાન.

# બેહેશ્તી ઝેવર ભાગ ૧ લો



بسم الله الرحمن الرحيم

ઘણો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી.

અક્ષર માળા

ક ખ ગ ઘ ઙ, ચ છ જ ઝ ઞ, ટ ઠ ડ ઢ

ણ. ત થ દ ધ ન, પ ફ બ ભ મ, ય ર લ વ,

શ ષ સ હ ળ ક્ષ જ્ઞ.

# અ આ ઈ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

| "અ"ની નિશાની નથી | ા | િ | ી | ુ | ૂ | ૃ | ે | ૈ | ો | ૌ | ં | ઃ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નિશાનીનું નામ | કાના | હ્સ્વ અજ્જુ | દીર્ઘ અજ્જુ | હસ્વ વરડુ | દીર્ઘ વરડુ | હસ્વ ઋકાર | એક માત્રા | બે માત્રા | કાનો માત્રા | કાનો બે માત્ર | અનુસ્વાર | વિસર્ગ |

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ

પ પા પિ પી પુ પૂ પે પૈ પો પૌ પં પઃ

મ મા મિ મી મુ મૂ મે મૈ મો મૌ મં મઃ

હ હા હિ હી હુ હૂ હે હૈ હો હૌ હં હઃ

બા મા છે. મા ઘી દે. બા ભૂ પી. મા બા છે. ભા ઘી ખા. આ ઘી છે. તે ઘી. ખા. આ ભૂ લે. ભા જા. ઘી લે. ઘુ છી છે.

બાપા. કાકા. દાદા. ખાલા. મામા. ફોઈ. દાદી. નાની. નાનો. ભાઈ. હાથ. પગ. કાન. નાક. આંખ. માથું. ડાઢી. નાભી. નખ. ટાંગ. પેટી. બેટી. વહુ. તારી. મારી. તેની. ચાકુ. નાકુ. તેજ. વલી. નદી. દુધ. કેરી. ખુદા. નબી.

બાપા! કાકા ગયા. માસી આવી. દાદી બેડી. હાથ પગ લાંબા છે. આંખ મોટી છે. માથું નાનું છે. નખ કાપ. લાંબી ડાઢી સારી છે. નાની બેઠાં છે. બાપાની બેટી છે. કાકાની પેટી છે. તારી વહુ છે. મારૂં માંથું છે. તેનો પગ છે. વલી સારા છે. નાકુ આઘે છે. ચાકુ તેજ છે. નદી વહે છે. દૂધ તાજું છે. કેરી મીઠી છે. ખુદા એક છે. નબી સાચા છે.

છોકરો. છોકરી. દીકરો. દીકરી. ઓટલો ખાટલો. પલંગ. પીછોડી. ખુરસી. ટેબલ. કબાટ. કિતાબ. ચોપડી. ખડીયો. કલમ. સુરત. રાદેર. આગરા.. રંગુન. દેહલી. મુંબાઈ. કઠોર. સચીન. ડાભેલ પેશાની. આંગળી. અંગોઠો. ટેરવું.

શંબા (શનીવાર) એક શંબા (રવીવાર) દો શંબા (સોમવાર) સેહ શંબા (મંગલવાર) ચહાર શંબા (બુધવાર) પંજ શંબા (ગુરૂવાર) જુમઆ (શુક્રવાર)

મોહર્રમ, સફર, રબીઉલ અવ્વલ રબીઉલ આખેર, જોમાદુલ ઉલા, જોમાદુલ ઉખરા રજબ, શાબાન, રમઝાન, શવ્વાલ, ઝુલકાદહ. ઝુલ. હજ્જ.

# ટુંકી નસીહતો

**નસીહત-૧**-અલ્લાહથી ડર. ગુનોહ નહી કર. વોઝુ કરીને નમાઝ પઢ. નમાઝી માણુસ અલ્લાહનો પ્યારો છે. બે નમાઝી રહમતથી દુર છે. કોઈ ઉપર ઝુલમ નહીં કર. ઝુલમ ઝીલનાર ( મઝલુમ ) ની બદ દુઆ ઘણી જલદી કબુલ થાય છે. નાહક કોઈ જાનવર ચલ્લી વગેરેને દુઃખ નહીં આપ. કુતરાં બીલાડાંને મારવું ઘણું બુરૂં છે.

**નસીહત-૨**-મા બાપનું કહ્યું માનો. તેઓના (શિક્ષા) મારવાને ફખર સમજો દિલથી તેઓની ખિજમત કામકાજ કરો. માબાપના પગ તળે જંનત છે. તેઓને સામે જવાબ આપો નહીં. જે કંઈ ગુસ્સામાં કહે ચુપચાપ સાંભળો. કોઇ વાતમાં તેમને સતાવો નહીં, મોટાઓની આગળ અદબ તાજીમથી રહો. નાનાઓ પર મોહુબ્બત પ્યાર રાખો.

**નસીહત-૩**-કોઈને હલકો જાણો નહીં. પોતાને સર્વથી ઓછી જાણો. પોતાને મોટી સમજવી બુરી વાત છે. કોઇના ચાળા કરવા, એબ કાઢવી મોટો ગુનોહ છે. ખાણું જમણે હાથે ખાઓ. પાણી જમણે હાથે પીઓ. ડાબે હાથે શૈતાન ખાએ પીએ છે. પાણી ત્રણ શ્વાસે પીઓ. ખાણું ઠંડુ કરીને ખાઓ. ગરમ ગરમ ખાવામાં બરકત હોતી નથી. જે વાત કહો સાચી કહો. જુઠ બોલવું મોટું પાપ છે.

**નસીહત-૪**-સવારમાં ઉઠીને મોટાંઓને સલામ કર્યા કરો. નમાઝ પછી કુરઆન શરીફની તિલાવત કર્યા કરો. સબક સારી રીતે યાદ કરો. રમત ગમતમાં ચીત લગાડો નહીં. દરેક વાતમાં સમ ખાયા કરો નહીં. વારે ઘડીએ સમ ખાવી બુરી વાત છે. પોતાની કિતાબને સંભાળથી રાખો. કોઈની સૂરત બુરી હોય તેની મશ્કરી કરો નહીં. અલ્લાહની આગળ સારી નરસી સૂરત બરાબર છે.

**નસીહત-૫**-મસતી તોફાન કરો નહીં. નહીં તો કદી તમને માર પડશે. નાક ડાબે હાથે સાફ કર્યા કરો. ઈસ્તિનજો ડાબે હાથે કર્યા કરો. જાજરૂ જતી વેળા પ્રથમ ડાબો પગ માંહે મુકો. અને નીકળતી વખત પ્રથમ જમણો પગ કાઢો. જોડા પ્રથમ જમણા પગમાં પેહેર્યા કરો ફરી ડાબા પગમાં.



# કાગળ લખવાની રીત.

જ્યારે કાગળ લખો તો શરૂમાં "બિસ્મિલ્લાહ" લખો અથવા આપણી ભાષામાં "ખુદાના નામથી" લખો. ફરી તમારૂં નામ પ્રથમ લખો તે પછી જેના ઉપર કાગળ મોકલો છો તેનું નામ લખો તે પછી "અસ્સલામો અલૈકુમ" તે પછી જે મતલબ લખવી હોય તે લખો. જેના ઉપર તમો કાગળ લખો તે તમારી જાણ પહેચાનનો હોય તો સલામ પછી આટલી ઈબારત પણ લખો "અમો ખૈર આફિયતથી છીએ અને તમારી ખૈર આફિયત ખુદાથી ચાહીએ છીએ" તે પછી જે મતલબ લખવી હોય તે લખો. ફરી બીજા ઓળખીતાઓને સલામ લખવી હોય તે લખો. તે પછી લખો "વસ્સલામ" તે પછી ઇસ્લામી તારીખ લખો× એનો નમુનો નીચે પ્રમાણે આવી રીતે છે.

## ખુદાના નામથી

ગુલામ મોહમ્મદ હાફિજ સાદેક તરફથી નેકનામ અહમદ કાસિમ ભરૂચા સાહેબને અસ્સલામો અલૈકુમ. અત્રે અમારી ખૈર આફિયત છે અને તમારી ખૈર આફિયત ખુદાથી ચાહું છું બીજું આપ સાહેબે મારા ઘરોની આમદાનીના રૂપીયા મોકલ્યા તે મળ્યા છે. આપ સાહેબ ઘણી કાળજીથી મારૂં કામ કરો છો એનો નેક બદલો ખુદા આપને આપશે. હાલ એજ. વસ્સલામ રાંદેરની તારીખ ૨૫ મી શવ્વાલ સને ૧૩૩૦ હિજરી

પ્રથમ બિસ્મિલ્લાહ લખવી ફરી લખનારે પોતાનું નામ લખવું એ સુંનત તરીકો છે. એટલે સુંનત અદા કરવાનો પણ સવાબ મળશે. એટલુંજ નહીં પણ બીજા પેગમ્બરો પણ એજ રીતે કાગળ લખતા હતા. પણ લોકોમાં બીજી રીતે લખવાનો રિવાજ છે તે લખી જણાવું છું.

જ્યારે કોઇ ઉપર પત્ર લખવો હોય તો પ્રથમ આ વિચાર કરો કે તે તમારેથી મોટો છે અથવા નાનો છે અથવા બરોબરીઓ છે? જે દરજ્જાનો આદમી હોય તેને છાજતા શબ્દો પત્રમાં લખો મોટાના પત્ર માટે વાલાનામા, સરફરાજનામા, ઇફ્તેખારનામા, કરામતનામા, એજાઝનામા સહીફએ, આલી સહીફએ ગિરામી લખે છે. અને જે શખ્સ ઘણો મોટો હોય તેને આપની જગ્યા આંજનાબ જનાબેઆલી જનાબેવાલા, હજરતવાલા, હજરતેઆલી લખે છે. જ્યારે આ લખવાનો વિચાર હોય કે "આપનો પત્ર આવ્યો" તો આવી રીતે લખીશું જનાબવાલાનું "સરફરાઝનામું આવ્યું. અને "આવ્યુ"ની જગ્યા સાદેર થયું., સરફરાઝનામાએ મને ભાગ્યશાળી કર્યો, મને ઇઝઝત આપી માન આપ્યુ. અને નાનાના પત્રને મસર્રતનામું રાહતનામુ લખે છે. અને બરાબરીઆના પત્રને ઇનાયતનામું કરમનામું લખે છે અને પત્ર લખવાનો તરીકો આ છે. દાખલા તરીકે જો બાપને પત્ર લખો તો આવી રીતે લખો "જનાબ વાલિદ સાહેબ બુજરૂગવાર બચ્ચાઓના છત્ર આપનો મોટો સાયો (મોટી છાંયા) હમેશાં રહો. અસ્સલામો અલયકુમ પછી અરજ આ છે કે આપનું વાલાનામું આવ્યું મિઝાજ મોબારકની ખૈરયત જાણ્યા પછી દિલને તસલ્લી થઇ" એ પછી જે વાત લખવી હોય તે લખો એમાંથી "સાયો હમેશા રહો" સુધી જે

×ઈસ્લામી તારીખ ઉપર ઘણા દીની કામ અટકેલાં છે અને તેની સંભાળ ફરજે કિફાયા છે. અને ફરજે કિફાયા સઘળાને માથે કરવું જરૂર નથી પણ થોડાઓના કરવાથી સઘળાઓને માથેથી ફરજ ઉતરે છે. પણ જે કરે તેને સવાબ મળે છે, તો મુસલમાની તારીખ લખનાર દીની કામનો સંભાળનાર તેમ બીજા લોકોને માથેથી ફરજનો બોજો ઉતારનાર છે અને સવાબ મેળવનાર છે અને અંગ્રેજી કે હિંદી લખવામાં એમાંનું કંઇએ નથી માટે મુસલમાની તારીખ લખ્યા કરવી. ગુ. મો

લખવામાં આવે છે તેને ઇલકાબ કહે છે. ત પછી સલામ દોઆ જે કંઈ લખાય છે તેને આદાબ કહે છે. તે પછી જે હાલ ચાહો તે લખો તેને પત્રનું મજમુન કહે છે.

## મોટાઓના અલકાબ અને આદાબ.

બાપને નામે-જનાબ વાલીદ સાહેબ બચ્ચાંઓના છત્ર નાનાઓના મખ્દુમ અને મોતાબ દામઝિલ્લોકુમુલ આલી અસ્સલામો અલયકુમ પછી અરજ આ છે કે,

બાપને નામે-જનાબ વાલીદ સાહેબ મોઅઝઝમ વ ફરજજન્દા દામ મજદોકુમુલ આલી અસ્સલામો અલયકુમ પછી ઇલતેમાસ આ છે કે,

બાપને નામે-નેકનામ નેકીના કરનાર ખુબીના ભરેલા મોટા મરતબાવાળા મુરબ્બી બાવાજી મી. ફલાણા બી. ફલાણા અસ્સલામો અલયકુમ, અલ્લાહ આપનો માયો હમારા માથા પર હંમેશ રાખે એ પછી ગુજારેશ આ છે કે.

કાકાને નામે-જનાબ ચીચા સાહેબ મખ્દુમ વ મોતાબ દામઝિલ્લોકુમલ આલી અસ્સલામો અલયકુમ પછી અરજ એ છે કે.

મામાને નામે-જનાબ મામા સાહેબ મોઅઝઝમ વ મોકરરમ દામ ઝિલ્લોકુમુલ આલી અસ્સલામો અલયકુમ પછી અરજ એ છે કે.

માસાને નામે-માનવંતા મોટા દરજ્જાના માસાજી મી. ફલાણા બીન ફલાણા દામ ઝિલ્લોકુમ અસ્સલામો અલયકુમ એ પછી અરજ છે કે.

માને નામે-જનાબ વાલેદા સાહેબા મખદુમહ મોઅઝઝમહ દામ ઝિલ્લોહા અસ્સલામો અલયકુમ પછી.

નાનીને નામે-મોઅજજમા મોકરરમા જનાબ નાનીમા સાહેબા આપનો છત્ર અમો બચ્ચાંઓના માથા ઉપર હંમેશ રહે અસ્સલામો અલયકુમ એ પછી.

જે ઇલિકાબ બાપના છે તે દાદા, નાના, કાકા, માસા, સસરાના પણ તેજ ઇલિકાબ છે બાપાની જગ્યા દાદા સાહેબ માસા સાહેબ વગેરે લખાય છે અને જે ઇલકાબ વાલેદા (મા) ના છે તેજ ઇલકાબ નાની, દાદી, માસી, મામી, કાકી વગેરેના છે. વાલેદા સાહેબાની જગ્યા નાની સાહેબા ખાલા સાહેબા વગેરે લખાય છે. દીયર જેઠથી કાગળ પત્રનો વહેવાર રાખો નહીં. મેલ જોલ વધારે રાખો નહીં. એમાં ઘણા ફિસાદો ઉત્પન્ન થાય છે. હા, જો કદી એવી જરૂરત પડે તો ખૈરયત લખો પણ એઓને જનાબ ભાઈ સાહેબ કરીને લખો.

## ન્હાનાઓના અલકાબ અને આદાબ

દીકરા, પોત્ર, નવાસા, ભત્રીજા વગેરેને નામે-બરખુરદાર નૂર ચશમ રાહતે જાન સઆદત વ ઇકબાલ નિશાન સલ્લમહુલ્લાહો તઆલા. અસ્સલામો અલયકુમ. વધારે ઉમરની તથા ચઢતા મરતબાની દોઆ પછી જણાવવાનું કે:—

બીજો-નૂરે બસર અસ્સલામો અલયકુમ ઉમરની દરાજી અને બને-જહાનની નેક બખતી મેળવવાની દોઆ પછી લખવાનું કે.

બીજો-ફરજન્દ દિલબંદ જીગર પેવન્દ અસ્સલામો અલયકુમ મરતબાના વધારાની દોઆ પછી તમને જાહેર થાય કે—

બીજો-મારા કલેજાના તુકડા આંખોની ઠંડક પ્યારા ફરજન્દ મી. ઇસમાઇલ બી. ગુલામ મોહમ્મદ અસ્સલામો અલયકુમ અલ્લાહ તમારી ઉમર રોજીમાં બરકત આપે અને નેક કરે એ પછી લખવાનું કે—

નાના ભાઇને-બીરાદર અઝીઝ અઝ જાન સલ્લમહુલ્લાહો તઆલા અસ્લામો અલયકુમ સઆદતમંદી અને નેક અતવારીના દોઆ પછી જાણવાનું કે.

બીજો-બિરાદર બજાંબરાબર અસ્સલામો અલયકુમ દોઆ પછી તમને લખવાનું કે.

નાની બ્હેનને-હમશીરહ અઝીઝહ નૂર ચશમી સાલેહા સલ્લમહુલ્લાહો તઆલા અસ્સલામો અલયકુમ તમારા મોટા નસીબાની તથા નેક બખ્તીની દોઆ પછી જાણવાનું કે—

સઘળાઓના આદાબ એક તરેહના છે જેવી રીતે ચાહો તે પ્રમાણે લખો—

## ધણીના અલકાબ તથા આદાબ.

મારા સરદાર સલામત અસ્સલામો અલયકુમ સલામ તથા મુલાકાતના શોખ પછી અરજ આ છે કે:—

મારા ભેદ ભરમના સંભાળનાર, સુખ દુઃખના સાથી સલામત અસ્સલામો અલયકુમ સલામ અને નિયાઝ પછી ઇલ્તિમાસ આ છે કે—

મારા વાકેફે રાઝ, હમદમ વ હમઆઝ સલામત અસ્સલામો અલયકુમ સલામ તથા મુલાકાતના ઇશતિયાક પછી અરજ આ છે કે:—

મારા સરના છત્ર મારા ભેદના જાણનાર ખુબીના ખાવિંદ નેકનામ નેકીના કરનાર મારા હાકેમ સલામત અસ્સલામો અલયકુમ સલામ તથા મુલાકાતના શોખ પછી આપના દમની દિવાની આપના ઉપર ફિદા થનાર વફાદારની અરજ એ છે કે:—

## ધણીયાણીના અલકાબ તથા આદાબ.

મારી મહરમે રાઝ, હમદમ વ હમઆઝ સલામત અસ્સલામો અલયકુમ વ રહમતુલ્લાહે વ બરકાતોહુ, સલામ શોખ અને મુલાકાતની આશા પછી તમને જાહેર થાય કે:—

મારી જીવની પ્યારી મારા ઘરની રોનક મારા દિલની આરામ અસ્સલામો અલયકુમ સલામ તથા તમારી મુલાકાતની ખાહેશ પછી લખવાનું કે:—

મારી પ્યારી ગમગીન દિલને ખુશી કરનાર તથા ઉચાટ દિલને શાંત પાડનાર અસ્સલામો અલયકુમ જત લખવા મકસદ આ છે કે:—

## બાપને નામે પત્ર.

બચ્ચાઓના મોઅઝઝમ અને મોહતરમ માનવંતા સાહેબ આપની છાયા અમારા ઉપર હમેશાં રહો. અસ્સલામો અલયકુમ વ રહમતુલ્લાહે વ બરકાતોહુ એ પછી અરજ આ છે કે ઘણી મુદ્દતથી જનાબવાલાનું સરફરાઝનામું આવ્યું નથી. માટે અત્રે સર્વનું દિલ ઘણું ઉચાટ અને ઘણા ફિકરમાં છે કે પોતાના મિઝાજ મુબારકની ખૈરયતથી જલદી આગાહી બખશી સરફરાઝ ફરમાવશો. પ્યારી બહેન ઝુબૈદા ખાતુન ખુદાના ફજલો કરમથી સારી છે હાલે

તેનું કુરઆને મજીદ પુરૂં થયું છે હવે આપ તેણીને માટે ઉર્દુની કોઇ કિતાબ રવાના ફરમાવશો કે શરૂ કરાવાય. આપે જે કિતાબ તાલીમુદ્દીન મારે માટે મોકલી હતી તે ઘણી સારી કિતાબ છે સઘળી બીબીઓએ તેને પસંદ કરી અને તેની ખાહેશ બતાવે છે માટે તેની ચાર પાંચ નકલ બીજી મોકલાવશો અને જો બની શકે તો કોઇને ફરમાશ કરશો કે તેનો ગુજરાતી ભાષામાં તરજુમો કરી પ્રગટ કરે કે જેથી માત્ર ગુજરાતી જાણનાર મારી સહેલીઓ અભાગ્ય રહે નહીં ખુદા એનો અજર આપને આપશે. બાકી અત્રે સર્વની ખૈરયત છે. આપ પોતાની ખૈર આફિયતથી જલદી ખબર કરશો કે અમારી ફિકર ચિન્તા દુર થાય. વસ્સલામ હમીદા–ખાતુનનો અરીજો–ઇલાહાબાદની તા. ૧૩ શવ્વાલ સને ૧૩૩૦ હિજરી.

## દીકરીના નામનો પત્ર.

લખતે જીગર નેક અખતર નૂર ચશમ રાહતે જાન ખદીજાબીબી સલ્લમહલ્લાહો અસ્સલામો અલૈકુમ, દરાજીએ ઉમર, નેક બખતી તથા ઇલમ હુંનરમાં તરકકીની દુઆ પછી તમને જાણવાનું કે ઘણી મુદ્દત થઇ તમારો કોઇ પત્ર આવ્યો નથી જેથી દિલમાં ફિકર હતી પણ પરમ દિવસે તમારા ભાઇનો ખુશી ઉપજાવનાર પત્ર આવ્યો ખૈરીયત જાણવાથી દિલ શાંત થયું. તે પત્રથી આ, પણ જણાયું કે તમને લખવા વાંચવાનો શોખ નથી અને તેમાં ઘણું ઓછું દિલ લગાડો છો, આ પણ સાંભળવામાં આવ્યું કે કેટલીક સ્ત્રીઓ તમારા લખવા પઢવા વિશે એમ કહે છે કે છોકરીઓને લખાવવા પઢાવવાથી શો લાભ. એમને તો સીવવા પરોવવા, ખાણું રાંધવા, ચીકન વગેરે કાઢવા શીખવવું જોઇએ. શું એઓને પઢાવી લખાવીને પુરૂષોની જેમ મૌલવી બનાવવી છે? એવું જણાય છે કે એઓનાજ ભોળવવાથી તમારૂં દીલ ઉચાટ થયું અને ઓછી મહેનત કરો છો. ઓ મારી પ્યારી દીકરી! તમે આ બેવકુફ સ્ત્રીઓના કહેવામાં કદી આવશો નહીં. અને આ સમજો કે મારાથી વધુ તમારૂં ભલું ચાહનાર બીજું કોઇ થઈ શકતું નથી માટે મારી આ આજ્ઞા યાદ રાખો કે તે સ્ત્રીઓનું આ કહેવું તદન બેવકુફી છે. ઓછામાં ઓછું આટલું તો દરેક સ્ત્રી માટે અગત્યનું છે કે ગુજરાતી લખી વાંચી શકે, એમાં મોટા મોટા લાભો છે. અને લખવું વાંચવું નહીં જાણવામાં મોટી નુકસાની છે. **પ્રથમ** તો મોટો લાભ આ છે કે ઝુબાન (ભાષા) સ્વચ્છ થાય છે. મેં જોયું છે કે વગર પઢેલી સ્ત્રીઓ સવાબને સબાબ, અને શોરબાને સુરવા કબુતરને કંબુતર, જહેઝને દેહેજ, ઝુકામને જુખામ અને કેટલીક ઝોખામ બોલે છે. અને જે સ્ત્રીઓ વાંચવા લખવા શીખી છે તે તેઓ પર હસે છે. અને તેઓની નકલો (ચાળા) કરે છે. માટે લખવા વાંચવાથી આ દોષ તદન જતો રહે છે. **બીજો** નમાઝ, રોઝો ઠીક થાય છે દીન ઇમાન સુધરી જાય છે. અભણ સ્ત્રીઓ પોતાની જહાલતથી ઘણાં કામો એવા કરે છે કે જેથી ઇમાન જતું રહે છે. અને તેઓને ખબર પણ પડતી નથી. જો ખુદા ન કરે તે વેળા મોત આવી લાગે તો કાફેરોની તરેહ હંમેશાં દોઝખમાં બળવું પડશે. કદી છુટકારો થઇ શકતો નથી. પઢવા લખવાથી આ અડચણ દુર થાય છે. અને ઇમામ મજબુત થાય છે. **ત્રીજો** ઘરનો બંદોબસ્ત જે સ્ત્રીઓનેજ માથે હોય છે તે સારી રીતે પુરો થાય છે. આખા ઘરનો હિસાબ દરેક વખત પોતાની નજરમાં રહે છે. **ચોથો** બચ્ચાંઓની પરવરિશ સ્ત્રી સારી રીતે કરી શકે છે કારણ કે નાના બાળક માની પાસે ઘણા રહે છે. વિશેષ કરી છોકરીઓ તો માની પાસેજ રહે છે. જો મા પઢેલી લખેલી હશે તો

માની આદતો અને વાતચીત પણ સારી હશે. તો ઓલાદ પણ તેજ શીખશે અને નાનપણથીજ સારા સ્વભાવની અને નેક બખત થશે, કારણ કે મા તેઓને દરેક વખત શીખામણ આપતી રહેશે અને કહેતી રહેશે, વિચારો આ વળી કેટલો મોટો લાભ છે પાંચમો આ કે જ્યારે એને ઈલમ હશે તો દરેક વખત પોતાના માબાપ, ધણી સગા વહાલાંઓનો મરતબો જાણી તેઓનો હક અદા કરતી રહેશે. વળી એની દુનિયા અને આખેરત બંને સુધરી જશે. એ વતરફ પઢવું લખવું નહીં જાણવામાં એક મોટી બુરાઈ આ છે કે ઘરની વાત પારકાઓ આગળ જાહેર કરવી પડે છે, અથવા તેને સંતાડવાથી નુકસાની ખમવી પડે છે. સ્ત્રીઓની વાતો ઘણું કરીને હયા શરમ (લાજ) ની હોય છે પણ પોતાની મા બહેન આગળ કદી જાહેર કરવાની જરૂરત પડે છે. અને ભોગ જોગે વખત પર મા બહેન પાસે હોતી નથી, એવા વખતમા યા તો નિર્લજ થવું પડે છે અને બીજાઓથી કાગળ લખાવવો પડે છે અથવા નહીં કહેવાથી મોટું નુકશાન ખમવું પડે છે એ વગર બીજા હજારો ફાયદા છે અને પઢવું નહીં જાણવાની ઘણી બુરાઇઓ છે. ક્યાં સુધી બયાન કરૂં. જુઓ હવે તમો મારી આજ્ઞાને યાદ રાખશો અને પઢવા લખવામાં જીવ ચોરાવશો નહીં. વધુ દોઆ બનારસથી લી. અબ્દુલ્લાહ તા ૨૦ મી શાબાન સને ૧૩૩૦ હિજરી.

## દીકરી તરફથી પત્રનો જવાબ.

### ખુદાના નામથી

મોઅઝઝમ વ મોહતરમ જનાબ બાવાજી સાહબ દામ જિલ્લોકુમ અસ્સલામો અલયકુમ વ રહમતુલ્લાહ એ પછી અરજ આ છે કે આપના પત્રે આવીને મને માન આપ્યું. આપના મિઝાજની ખૈરીયત જાણવાથી સર્વને સંતોષ થયો. અલ્લાહ તઆલા આપની મુબારક જાતને અમારા માથાં ઉપર હંમેશ સલામત રાખે. જનાબ વાલાએ બાંદીને લખવા વાંચવા વીશે લખ્યું તેથી મને ઘણોજ લાભ થયો. બેશક લોકોના કહેવા સાંભળવાને લીધે મારૂં દીલ ઉચાટ થયું હતું. હવે જ્યારથી વાલાનામુ આવ્યું છે ત્યારથી હું દીલ લગાડીને પઢું છું અને ખરૂં ખોટું કંઇ લખવા પણ લાગી છું, બેશક આપનુ ફરમાવવું વાજબી છે. એમાં ઘણાં ફાયદા છે અને જે સ્ત્રીઓ પઢવા લખવા નહીં જાણતી તેઓ ઘણી પસ્તાય છે કે અમે કેમ શીખ્યા નહીં. પરમ દિવસની વાત છે કે શિરસ્તેદાર સાહેબની બીબી જે અમારા પડોશમાં રહે છે તેણીના મામાનો પત્ર આવ્યો અને ઘરમાં આજકાલ કોઇ પુરૂષ છેજ નહીં, તેથી તે બાપડી દરેકના કાલાવાલા કરતી ફરી કે કોઈ કાગળ વાંચી દે અથવા કયેથી વંચાવી લાવે કે મામી સાહેબાની તબીયત કેવી છે, સાંભળવામાં આવ્યું છે કે તેણીનો હાલ નબળો છે એ માટે બીચારી ઘણી ગભરાતી હતી. બપોરનો આવેલો પત્ર આખો દિવસ પડી રહયો, અને કોઇ વાંચનારૂં મળ્યું નહીં. મગરેબ પછી બાપડી મારી પાસે આવી તો મેં હાલ સંભળાવ્યો ત્યારે તેણીનો જીવ ઠેકાણે આવ્યો. ત્યારથી મારા મનમાં આ વાત ઠસી ગઈ કે બેશક પઢવા લખવાનો હુન્નર પણ મોટી દોલત છે, અને તેના નહીં જાણવાથી કેટલીક વેળા મોટી મુસીબત પડે છે. અને આ પણ હું જોવું છું કે અમારા સગામાં પાંચ બાઇઓ સારી રીતે પઢેલી લખેલી છે તેઓ જ્યાં જાય છે ત્યાં તેઓની ઘણી ઇઝ્ઝત થાય છે. જે વાત શરીઅતને વિરૂધ્ધ કોઇથી થાય છે અથવા વિવાહ શાદીમાં કોઇ

બુરી રસમ થાય છે તો તેને ટોકે છે, મનાઇ કરે છે, સારી રીતે સમજાવીને નસીહત કરે છે, અને સઘળી બીબીઓ કાન લગાડી ચુપકીથી સાંભળ્યા કરે છે. જો કોઇ વાત પૂછવાની હોય છે તો તેઓનેજ પુછે છે. બીબીઓમાં સર્વથી પહેલાં તેમની પૂછ થાય છે. સઘળી બીબીઓ તેમની પ્રશંસા કરે છે. માટે હું જરૂર જીવ લગાડીને પઢવા શીખીશ. મને પોતને ઘણો શોખ થઇ ગયો છે, આપ પણ અલ્લાહ તઆલાથી દોઆ કરો કે અલ્લાહ તઆલા મને આ દોલત નસીબ કરે. બાકી સઘળાંઓની અત્રે ખેરીયત છે. ઝિયાદા હદે અદબ (ઈતિ) આપની લોંડી ખદીજા સહારંપુરની તા. ૨૮ મી રમઝાન સને ૧૩૩૦.

## ભાણુજીના નામનો પત્ર.

મારી આંખોની નૂર મારા દિલોજાનની રાહત બીબી, સિદ્દીકા સલ્લમહ-લ્લાહો તઆલા અસ્સલામો અલૈકુમ દોઆ પછી તમને જાણવાનું કે તમારૂં મસર્રતનામું આવ્યું હાલ જાણવાથી તસલ્લી થઈ. તમારા લખવા વાંચવાનો હાલ સાંભળી મને ઘણી ખુશી થઈ. અલ્લાહ તઆલા તમારી ઉમરમાં બરકત આપે, અને તમારી મહેનતનું ફળ તમને જલદી પ્રાપ્ત થાઓ. જે દિવસ તમો પોતાને હાથે મને કાગળ લખશો તે દિવસે હું પાંચ રૂપીઆ મીઠાઇ ખાવા માટે તમારા ઉપર મોકલીશ. અને એક બીજી નસીહત હું તમને કરૂં છું. મેં સાંભળ્યું છે કે તમો શેખી ઘણી કરો છો અને કોઈનો અદબ કે લેહાઝ કરતી નથી, આથી મને ઘણો અફસોસ થયો. કારણ કે માણસની ઇઝઝત માત્ર પઢવા લખવાથી થતી નથી. જયાં સુધી અદબ લિહાજ (આંખમાં શરમ) શીખશો નહીં ત્યાં સુધી લોકો તમારેથી મોહબ્બત અને પ્યાર કરશે નહીં. પઢવા લખવાની સાથે સર્વથી પહેલાં છોકરા છોકરીઓને અગત્યનું છે કે અદબ શીખે. કારણ કે આદમી, અદબથી હરદિલ અઝીઝ (દરેકને વ્હાલો) થાય છે અને સઘળા આદમી તેની ખાતર કરે છે. અદબ કરનાર હંમેશ ખુશ નસીબ થાય છે જેમકે કેઇનું વાકય છે "બા અદબ બા નસીબ, બે અદબ બે નસીબ." હવે હું તમને બતાવું છું કે અદબ શી ચીજ છે અને તેને કેવી રીતે વરતવું જોઇએ! જે કોઇ તમારાથી ઉમર અને સગાઈમાં મોટું હોય તેને ઘણી તાઝીમથી સલામ કરો તેમની સામે બીભત્સ શબ્દ મોંથી નહીં કાઢો અને તેઓની સામે પોતાના બરાબરવાળાઓથી હાંસી દિલ્લગી, મજાક, મશ્કરી કરો નહી. જયારે તેઓ તમને પુકારે તો નરમ અવાજથી જવાબ આપો. જવાબમાં લબ્બૈક કહો "જી" કહો. અને જયારે તમને કંઇ આપે તો સલામ કરો અને જે નસીહતની વાત કહે તેને ચિત લગાડીને સાંભળો. જયારે તેઓ બોલતાં હોય તો વચ્ચેથી તેઓની વાત કાપો નહીં. જયાં તેઓ બેઠાં હોય તેથી ઉંચી જગ્યા ચઢીને બેસો નહીં, અને તેઓનું નામ લઇને પુકારો નહીં, પણ તેની જે સગાઇ હોય તે સગાઇનું નામ લઇને બોલો. જેમકે માસાજી, ફુવાબાજી, ફોઇમા, ફોઇબીબી, નાનીમા, મોટીમા, બાવાજી, બાજી, વગેરે. જો ગુસ્સામાં આવી તેઓ તમને કંઇ બુરૂં ભલું કહે તો તમો તેનો ઉત્તર આપો નહીં. સામુ થઇને તેમને કંઇ કહો નહીં એનુંજ નામ અદબ છે અને માણસને માટે આ ઘણું અગત્યનું છે. ઇતિ. લી. મોહમ્મદ વાજેદ હુસેન મુંબઇની તા. ૨૦ મી જીલ્અદ સને ૧૩૩૦ હિજરી.

## બરાબરીવાળાઓના અલકાબ, આદાબ.

જો કોઇ બરાબરીવાળાને કાગળ લખો તો તેના લખવાનો આ તરીકો છે પ્રથમ તેના મરતબાને માફક આવી રીતે અલકાબ લખો:—

મારી મુશફેકહ શરીકહ સલામત અસ્સલામો અલયકુમ.

મારી મેહેરબાન કદરદાન સલામત અસસ્લામો અલયકુમ.

મારી ઇનાયત ફરમાં વહાલી સલામત અસ્સલામો અલયકુમ, તે પછી આવી રીતે આદાબ લખો. સલામ મસનૂન પછી અરજ આ છે કે, ફરી કાગળનો મજમૂન લખો. અને આ ખિયાલ રાખો કે મોટાંઓને જેવી રીતે લખો છો તેવી રીતે વધારવું નહી અને જેવી રીતે નાનાઓને લખો છો તેમ ઘટાડવું નહીં પણ દરેક વાતમાં બરાબરીનો ખિયાલ રાખો.

## સરનામું પતો લખવાની રીત.

મુંબઇ મધ્યે દાઉદ કાજી મહોલ્લામાં કાસિમ હુસેનની પેઢી ઉપર જનાબ બાવાજી મી. અહમદ ગુલામ મોહમ્મદને પહોંચે.



| ૧ | એક. | ૧૧ | અગિયાર. | ૨૧ | એકવીશ. | ૩૧ | એકત્રીશ. |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | બે. | ૧૨ | બાર. | ૨૨ | બાવીશ. | ૩૨ | બતરીશ. |
| ૩ | ત્રણ. | ૧૩ | તેર. | ૨૩ | તેવીશ. | ૩૩ | તેતરીશ. |
| ૪ | ચાર. | ૧૪ | ચૌદ. | ૨૪ | ચોવીશ. | ૩૪ | ચોતરીશ. |
| ૫ | પાંચ. | ૧૫ | પંદર. | ૨૫ | પચીશ. | ૩૫ | પાંતરીશ. |
| ૬ | છ. | ૧૬ | સોળ. | ૨૬ | છવ્વીશ. | ૩૬ | છતરીશ. |
| ૭ | સાત. | ૧૭ | સત્તર. | ૨૭ | સત્તાવીશ. | ૩૭ | સાડત્રીશ. |
| ૮ | આઠ. | ૧૮ | અઢાર. | ૨૮ | અઠ્ઠાવીશ. | ૩૮ | આડત્રીશ. |
| ૯ | નવ. | ૧૯ | ઓગણીશ. | ૨૯ | ઓગણત્રીસ | ૩૯ | ઓગણચાલીશ |
| ૧૦ | દશ. | ૨૦ | વીશ. | ૩૦ | ત્રીશ. | ૪૦ | ચાલીશ. |
| ૪૧ | એકતાલીશ. | ૫૧ | એકાવન. | ૬૧ | એકસઠ. | ૭૧ | ઇકોતેર. |
| ૪૨ | બેંતાલીશ. | ૫૨ | બાવન. | ૬૨ | બાસઠ. | ૭૨ | બોતેર. |
| ૪૩ | તેંતાલીશ. | ૫૩ | તેપન. | ૬૩ | તેંસઠ. | ૭૩ | તોતેર. |
| ૪૪ | ચુમ્માલીશ. | ૫૪ | ચોપન. | ૬૪ | ચાંસઠ. | ૭૪ | ચુમોતેર. |
| ૪૫ | પીસતાલીશ. | ૫૫ | પંચાવન. | ૬૫ | પાંસઠ. | ૭૫ | પંચોતેર. |
| ૪૬ | છેંતાલીશ. | ૫૬ | છપ્પન. | ૬૬ | છાંસઠ. | ૭૬ | છોતેર. |
| ૪૭ | સુડતાલીશ. | ૫૭ | સત્તાવન. | ૬૭ | સડસઠ. | ૭૭ | સિતોતેર. |
| ૪૮ | ઉડતાલીશ. | ૫૮ | અઠ્ઠાવન. | ૬૮ | અડસઠ. | ૭૮ | ઇઠોતેર. |
| ૪૯ | ઓગણપચાશ. | ૫૯ | ઓગણસાંઠ. | ૬૯ | અગણોતેર. | ૭૯ | ઓગણાંએસી |
| ૫૦ | પચાશ. | ૬૦ | સાંઠ. | ૭૦ | સિત્તેર | ૮૦ | એંસી. |
| ૮૧ | એક્યાસી | ૯૧ | એકાણું. | ૧૦૦ | એકસો. | | |
| ૮૨ | બીયાસી. | ૯૨ | બાણું. | ૨૦૦ | બસો. | | |
| ૮૩ | ત્યાંસી. | ૯૩ | તાણું. | ૩૦૦ | ત્રણસો. | | |
| ૮૪ | ચોરાસી. | ૯૪ | ચોરાણું. | ૪૦૦ | ચારસો. | | |
| ૮૫ | પંચ્યાસી. | ૯૫ | પંચાણું. | ૫૦૦ | પાંચસો. | | |
| ૮૬ | છાસી. | ૯૬ | છન્નુ. | ૬૦૦ | છસો. | | |
| ૮૭ | સત્યાસી. | ૯૭ | સત્તાણું. | ૭૦૦ | સાતસો. | | |
| ૮૮ | અઠયાસી. | ૯૮ | અઠ્ઠાણું. | ૮૦૦ | આઠસો. | | |
| ૮૯ | નેબ્યાસી. | ૯૯ | નવ્વાણું. | ૯૦૦ | નવસો. | | |
| ૯૦ | નેવું. | ૧૦૦ | સો. | ૧૦૦૦ | એક હજાર. | | |

| ૧ × ૧=૧ | ૧ × ૨=૨ | ૧ × ૩=૩ | ૧ × ૪=૪ | ૧ × ૫=૫ |
|---|---|---|---|---|
| ૨ ૧ ૨ | ૨ ૨ ૪ | ૨ ૩ ૬ | ૨ ૪ ૮ | ૨ ૫ ૧૦ |
| ૩ ૧ ૩ | ૩ ૨ ૬ | ૩ ૩ ૯ | ૩ ૪ ૧૨ | ૩ ૫ ૧૫ |
| ૪ ૧ ૪ | ૪ ૨ ૮ | ૪ ૩ ૧૨ | ૪ ૪ ૧૬ | ૪ ૫ ૨૦ |
| ૫ ૧ ૫ | ૫ ૨ ૧૦ | ૫ ૩ ૧૫ | ૫ ૪ ૨૦ | ૫ ૫ ૨૫ |
| ૬ ૧ ૬ | ૬ ૨ ૧૨ | ૬ ૩ ૧૮ | ૬ ૪ ૨૪ | ૬ ૫ ૩૦ |
| ૭ ૧ ૭ | ૭ ૨ ૧૪ | ૭ ૩ ૨૧ | ૭ ૪ ૨૮ | ૭ ૫ ૩૫ |
| ૮ ૧ ૮ | ૮ ૨ ૧૬ | ૮ ૩ ૨૪ | ૮ ૪ ૩૨ | ૮ ૫ ૪૦ |
| ૯ ૧ ૯ | ૯ ૨ ૧૮ | ૯ ૩ ૨૭ | ૯ ૪ ૩૬ | ૯ ૫ ૪૫ |
| ૧૦ ૧ ૧૦ | ૧૦ ૨ ૨૦ | ૧૦ ૩ ૩૦ | ૧૦ ૪ ૪૦ | ૧૦ ૫ ૫૦ |

| ૧ × ૬=૬ | ૧ × ૭=૭ | ૧ × ૮=૮ | ૧ × ૯=૯ | ૧ ×૧૦ =૧૦ |
|---|---|---|---|---|
| ૨ ૬ ૧૨ | ૨ ૭ ૧૪ | ૨ ૮ ૧૬ | ૨ ૯ ૧૮ | ૨ ૧૦ ૨૦ |
| ૩ ૬ ૧૮ | ૩ ૭ ૨૧ | ૩ ૮ ૨૪ | ૩ ૯ ૨૭ | ૩ ૧૦ ૩૦ |
| ૪ ૬ ૨૪ | ૪ ૭ ૨૮ | ૪ ૮ ૩૨ | ૪ ૯ ૩૬ | ૪ ૧૦ ૪૦ |
| ૫ ૬ ૩૦ | ૫ ૭ ૩૫ | ૫ ૮ ૪૦ | ૫ ૯ ૪૫ | ૫ ૧૦ ૫૦ |
| ૬ ૬ ૩૬ | ૬ ૭ ૪૨ | ૬ ૮ ૪૮ | ૬ ૯ ૫૪ | ૬ ૧૦ ૬૦ |
| ૭ ૬ ૪૨ | ૭ ૭ ૪૯ | ૭ ૮ ૫૬ | ૭ ૯ ૬૩ | ૭ ૧૦ ૭૦ |
| ૮ ૬ ૪૮ | ૮ ૭ ૫૬ | ૮ ૮ ૬૪ | ૮ ૯ ૭૨ | ૮ ૧૦ ૮૦ |
| ૯ ૬ ૫૪ | ૯ ૭ ૬૩ | ૯ ૮ ૭૨ | ૯ ૯ ૮૧ | ૯ ૧૦ ૯૦ |
| ૧૦ ૬ ૬૦ | ૧૦ ૭ ૭૦ | ૧૦ ૮ ૮૦ | ૧૦ ૯ ૯૦ | ૧૦ ૧૦ ૧૦૦ |

## સાચી કહાણી.

**પ્રથમ કહાણી:**—હઝરત રસુલુલ્લાહે ( સલ. ) ફરમાવ્યું કે કોઈ પુરૂષ એક જંગલમાં હતો. એકાએક તેણે એક વાદળીમાં આ અવાઝ સાંભળ્યો કે ફલાણા શખ્સના બગીચાને પાણી આપો. આ અવાઝની સાથે તે વાદળી ચાલી અને એક સંગસ્થાન (પત્થરવાળી જમીન)માં ઘણોજ વરસાદ વરસ્યો અને સઘળું પાણી એક નાળામાં ભેગું થઈને ચાલ્યું. આ શખ્સ પાણીની પાછળ ચાલ્યો. જુવે શું છે કે એક શખ્સ પોતાની વાડીમાં ઉભો ઉભો પાવડાથી પાણી ફેરવી રહ્યો છે. એણે તે વાડીવાળાને પૂછ્યું, ઓ અલ્લાહના બંદા તારૂં શું નામ છે ? તેણે જે નામ વાદળીમાં સાંભળ્યું હતુ તેજ નામ બતલાવ્યું. ફરી વાડીવાળાએ એને પૂછ્યું, ઓ અલ્લાહના બંદા ! તું મારૂં નામ શા કારણે પુછે છે ? તેણે કહ્યું કે આ વાદળી જેનું આ પાણી છે તેમાં મેં એક અવાજ સાંભળ્યો છે તેમાં તારૂં નામ લઈને કહ્યું કે એના બગીચાને પાણી

આપ, તો તું એમાં કેવું કૃત્ય કરે છે જેથી આટલો પ્રસન્ન થયો? તેણે કહ્યું જ્યારે તેં પુંછ્યું તો મને કહેવુંજ પડયું. હું એની સઘળી પાકેલી વસ્તુને જોઉં છું. તેમાંથી એક તૃત્યાંશની ખેરાત કરૂં છું. એક તૃત્યાંશ પોતાને માટે તથા પોતાની ઓલાદ માટે રાખું છું, અને એક તૃત્યાંશને પાછો બગીચામાં લગાડું છું.

**ફાયદો**-સુબ્હાનલ્લાહ ખુદાની કેવી રહમત છે કે જે તેની તાબેદારી કરે છે તેના કામમાં ગેબથી એવી રીતે મદદ થાય છે કે તેને ખબર પણ થતી નથી. બેશક આ વાત સાચી છે કે જે અલ્લાહનો થયો તેનો અલ્લાહ થયો.

**બીજી કહાણી**-રસુલુલ્લાહે (સલ.) એકવાર ફરમાવ્યું કે બનીઇસ્રાઇલમાં ત્રણ આદમી હતા. જેમાં એક કોઢી. બીજો ગંજો. ત્રીજો આંધળો. અલ્લાહ તઆલાએ તેઓને અજમવવા ચાહયા, અને તેઓની પાસે એક ફિરસ્તાને મોકલ્યો. પ્રથમ તે કોઢી પાસે આવ્યો, અને પૂછ્યું તને કઈ વસ્તુ પ્યારી છે? તેણે કહયું સારો રંગ અને ખુબસુરત ચામડી મળે, અને આ બલા જતી રહે, જેથી લોકો મને પાસે બેસવા દેતા નથી, અને સૂગ કરે છે. તે ફિરસ્તાએ પોતાનો હાથ તેના શરીર ઉપર ફેરવ્યો તેજ વેળા સાજો થયો અને સારી ખાલ તથા સુંદર રંગ નીકળી આવ્યો ફરી તેણે પૂછ્યું. તને કયો માલ વધુ પ્યારો છે? તેણે કહયું ઉંટ, ફરી એક ધાભણ ઉંટણી પણ તેને આપી અને કહયું અલ્લાહ તઆલા તને એમા બરકત આપે. ફરી ગંજા પાસે તે આવ્યો, અને પુછયું તને શી વસ્તુ પ્યારી છે? કહયું મારા વાળ સારા નીકળે અને આ બલા મારાથી જતી રહે કે જેથી લોકો સૂગ કરે છે. ફિરસ્તાએ પોતાનો હાથ તેના માથા ઉપર ફેરવ્યો તો તે તુરત સાજો થયો અને સારા વાળ નીકળી આવ્યા. ફરી પુછયું તને કયો માલ પસંદ છે? તેણે કહયું કે ગાય ફરી તેને એક ગભવંતી ગાય આપી, અને કહયું અલ્લાહ તઆલા એમાં બરકત આપે ફરી તે આંધળા પાસે આવ્યો અને પુછયું તને કઈ વસ્તુ જોઇએ છે? તેણે કહયું અલ્લાહ તઆલા મને દેખતો કરી દે કે જેથી સઘળા માણસોને જોઇ શકું. તે ફિરસ્તાએ તેની આંખો ઉપર હાથ ફેરવ્યો. અલ્લાહ તઆલાએ તેની નિગાહ દુરસ્ત કરી. ફરી પુછયું તને કયો માલ પસંદ છે? કહયું બકરી, તો તેને એક ધાભણ બકરી આપી ત્રણેના જાનવરોએ બચ્ચાં આપ્યા. થોડા દિવસોમાં તેના ઉંટોથી જંગલ ભરાઇ ગયું, અને આની ગાયોથી અને પેલાની બકરીઓથી ભરાઇ ગયું. ફરિ તે ફિરસ્તો ખુદાના હુકમથી તેજ પહેલી સૂરતમાં કોઢીની પાસે આવ્યો અને કહયું. હું મિસ્કીન માણસ છું મારી સફરનો સઘળો સામાન પુરો થયો છે. આજે મારા પહોંચવાનો કોઇ વસીલો અલ્લાહ વગર અને ફરી તારા વગર નથી. જેણે તને સારો રંગ તથા ઉમદા ચામડી આપી તે અલ્લાહના નામ ઉપર તારેથી એક ઉંટ માંગું છું કે તે ઉપર સ્વાર થઇ પોતાને ઘેર પહોંચું. તેણે કહયું ચાલ, અત્રેથી હટ મને ઘણા હકો અદા કરવાના છે તને આપી શકાય તેમ નથી. ફિરસ્તાએ કહયું કદાપી * હું તને ઓળખું છું. શું તું કોઢી નહોતો? જેથી લોકો તારાથી સૂગ કરતા હતા? અને શું તું દરિદ્ર નહતો? ફરી અલ્લાહે આટલી મહેરબાની કરી. તેણે કહયુ તું શું કહે છે! આ માલતો મારી કંઇ પેઢીથી વંશપરંપરા ચાલતો આવે છે. ફિરસ્તાએ કહયું, જો તું જુઠો હોય તો અલ્લાહ તને જેવો પ્રથમ હતો તેવોજ કરે. ફરી ગંજાની પાસે તેજ પેહેલી સૂરતમાં આવ્યો અને તેવીજ રીતે એનાથી

* કદાપી એટલા માટે કહયું કે તે માણસ એકદમ ફરી નહી બેસે અને સમજીને જવાબ આપે નહીંતર ફિરસ્તા તો તેના હાલની નકકી ખબર હતી.

પણુ માંગણી કરી અને તેણે પણુ તેવોજ જવાબ વાળ્યો. ફિરસ્તાએ કહયું. જો તું જુઠો હોય તો જેવો પ્રથમ હતો તેવો અલ્લાહ કરે. ફરી આંધળા પાસે તેજ રૂપમાં આવ્યો અને કહયું હું મોસાફેર છું. બે ખરચ થઈ ગયો છું. આજે ખુદા વગર ફરી તારા વગર મારો કોઇ વસીલો નથી. જેણે તને બીજીવાર આંખમાં રોશની આપી તેના નામથી એક બકરી માંગું છું કે તેથી મારી કારરવાઈ કરી સફર પુરી કરૂં. તેણે કહયું બેશક હું આંધળો હતો અલ્લાહ તઆલાએ માત્ર પોતાની મેહેરબાનીથી મને નિગાહ બખ્શી. જેટલું તારૂં દિલ ચાહે લે અને જેટલું તારૂં દિલ ચાહે રહેવા દે. અલ્લાહની કસમ કાંઈ વસ્તુની હું તને રોકાણુ કરતો નથી. ફિરસ્તાએ કહયુ, તું તારો માલ પોતાની પાસે રાખ. મને કંઇ જોઇતુ નથી. માત્ર તમો ત્રણેની પરીક્ષ કરવી હતી તો તે થઇ ગઇ છે. અલ્લાહ તારાથી રાજી થયો અને તે બંનેથી નારાજ થયો.

**ફાયદા**–વિચાર કરવો જોઇએ કે તે બંનેને અઉપકારી થવાનું શું પરિણામ મળ્યું? સઘળી નેઅમતો છીણવાઈ ગઇ અને જેવા હતા તેવા રહી ગયા, અને અલ્લાહ તેઓથી નારાજ થયો. દુન્યા અને આખેરત બંનેમાં અભાગ્યા રહયા અને તે શખ્સને શુકર (ઉપકાર માનવા)ના કારણુથી કેવો બદલો મળ્યો કે નેઅમત બહાલ રહી અને અલ્લાહ તેનાથી ખુશ થયો. દુન્યા અને આખેરત બંનેમાં ભાગ્યશાળી થયો.

**ત્રીજી કહાણી**–એકવાર હઝરત ઉમ્મે સલમા (રદી.) પસે કેથેથી કંઇ માંસ આવ્યું હતું અને હઝરત રસૂલે ખુદા (સલ.)ને માંસ ઘણું ભાવતું હતું. માટે હઝરત ઉમ્મે સલમાએ (રદી.) દાસીને કહયું કે આ માંસ તાખમાં રાખ કદાપિ હઝરત (સલ.) એને ખાએ. તેણીએ તાખમાં મુકયુ એટલામાં એક ભીખારી આવ્યો અને બારણામાં ઉભો રહીને કહ્યું અલ્લાહના નામપર આપો અલ્લાહ બરકત આપે. ઘરમાંથી જવાબ મળ્યો કે અલ્લાહ તને પણ બરકત આપે. [1] આ શબ્દમાં આ ઇશારો છે કે કોઇ વસ્તુ આપવાની નથી તે ભીખારી ચાલતો થયો. એટલામાં રસૂલુલ્લાહ (સલ.) પધાર્યા અને ફરમાવ્યું. ઓ ઉમ્મે સલમા તમારી પાસે કંઈ ખાવાનું છે? તેણીએ કહયું હા છે. અને દાસીને કહયું જા તે માંસ આપને માટે લાવ. તે માંસ લેવા ગઈ. તે જુએ શું છે કે માંસનુ તો ત્યાં નામ પણ નથી માત્ર એક પત્થરનો તુકડો મુકયો છે. હઝરતે (સલ) ફરમાવ્યું જયારે કે તમે માગનારને આપ્યું નથી માટે તે માંસ પત્થર બન્યું.

**ફાયદા**–વિચાર કરવો જોઇએ કે અલ્લાહના નામ ઉપર નહીં આપવાની આ નોહુસત છે કે તે માંસની સૂરત બગડી ગઇ અને પત્થર બન્યું. એવીજ રીતે જે સખ્સ સવાલ કરનારથી બહાનું કરી પોતે ખાય છે તે પત્થર ખાઇ રહયો છે, જેની અસરથી સંગદિલી અને દિલની સખતાઇ વધતી જાય છે. જો કે હઝરત (સલ.)ના ઘરવાળાઓ સાથે ખુદાવંદ કરીમની ઘણી મેહેરબાની અને ઇનાયત હતી જે તે માસનું રૂપ દેખીત રીતે બદલાયું કે જેથી તેને વાપરવાથી સંભાળમાં રહે.

**ચોથી કહાણી**–જનાબ રસૂલુલ્લાહ (સલ)ની આ આદત શરીફ હતી કે ફજરની નમાઝ પઢીને પોતાના (યાર) સહાબીઓ [2] તરફ મોં કરીને ફરમાવતા હતા કે

---

[1] સાફ ઈન્કાર કરવું સારૂં ન લાગ્યુ જેથી ઇશારાથી ના કહી અને કાંઈ આપવાના બદલે દોઆ કરી કે આ તરીકો ન આપવા માટે ઘણો સારો છે.

[2] સહાબા તે લોકો છે જેમણે ઈસ્લામી હાલતમાં આપ (સ.)ને જેયા અને મુસલમાન હોવાની હાલતમાં મરણ પામ્યા.

તમારામાંથી રાતના કોઈએ કંઇ સ્વપ્નું તો જોયું નથી! જો કોઈ જોતો હતો તો અરજ કરતો હતો. ફરી હઝરત (સલ.) તેની તાબીર (મતલબ) બતાવતા હતા. આદત પ્રમાણે એ વાર સર્વને પૂછયું, કોઇએ કોઇ સ્વપ્નું જોયું છે? સઘળાઓએ અરજ કરી કે નથી જોયું. હજરતે (સલ) ફરમાવ્યું કે મેં આજ રાત્રે એક ખ્વાબ જોયો છે કે, બે શખ્સ મારી પાસે આવ્યા, અને મારો હાથ પકડી મને એક પવિત્ર ભૂમીની તરફ લઇ ચાલ્યા. જોઉં છું કે એક શખ્સ બેઠેલો છે અને બીજો ઉભેલો છે અને તેના હાથમાં લોખંડની સણુસી છે. તે બેઠેલાના જડબાને તેથી ચીરી રહયો છે તે એટલા સુધી કે ગુદી (માથા અને ગરદનની જોડ વચ્ચે) સુધી તેને પહોંચવે છે ફરી બીજા જડબા સાથે પણ એવોજ મામલો કરી રહયો છે. અને ફરી તે (પહેલું) જડબું સાજુ થાય છે, કે ફરી તેની સાથે પણ એવુંજ કરે છે. મેં પૂછયું આ શી વાત છે? તે બંને શખ્સ બોલ્યા આગળ ચાલો. અમો આગળ ચાલ્યા, તે એટલાં સુધી કે એક શખ્સ સુતેલો છે તેના ઉપર અમારૂં જવું થયું. અને તેના માથા પર એક શખ્સ હાથમાં ભારી પત્થર લઈને ઉભેલો છે, તેથી તેનું માથું ઘણી જોરથી ફાડે છે જ્યારે તે પત્થર તેના માથા ઉપર મારે છે તો તે પત્થર ગબડીને દુર જઇ પડે છે. જ્યારે તે તેને ઉપાડવા માટે જાય છે તો તેની પાસે પાછો આવવા નહીં પામતો કે. તેનું માથું ફરી સાજું જેવું હતું તેવું થઇ જાય છે, અને ફરી તેને તેવીજ રીતે ફાડે છે, મેં પુછયું આ શું છે? તે બંને બોલ્યા આગળ ચાલો અમો આગળ ચાલ્યા. તે એટલા સુધી કે અમો એક ગુફા સુધી પહોંચ્યા. તે તંદુર જેવો હતો. નીચેથી ચોડો હતો અને ઉપરથી સાંકડો. તેમાં આગ ધકધકે છે. અને તેમાં ઘણા પુરૂષ સ્ત્રીઓ નાગાં ભરેલા છે. જયારે તે અગ્નિ ઉપર ઉંડે છે તો તેની સાથે સઘળા ઉડી આવે છે અને નીકળવાની અણીએ આવી જાય છે. ફરી જયારે તે બેસે છે, તો તેઓ પણ નીચે ચાલ્યા જાય છે. મેં પૂછયું આ શું છે? તે બંને બોલ્યા આગળ ચાલો. અમો આગળ ચાલ્યા. અને એક લોહીની નેહર ઉપર પહોંચ્યા તેની વચ્ચે એક માણસ ઉભેલો છે. અને નેહરને કીનારે બીજો માણસ ઉભેલો છે, અને તેની સામે ઘણા પત્થરો પડેલા છે, તે નેહરની અંદરવાળો માણસ નેહરને કિનારે આવવા માંગે છે, જવારે નીકળવા લાગે છે તો કિનારાવાળો માણસ તેના મ્હોમાં એક પત્થર એવા જોરથી મારે છે કે પાછો તે પોતાની જગ્યાએ જઇ પહોંચે છે. ફરી જયારે તે નીકળવા લાગે છે તો તે એવીજ રીતે પત્થર મારીને તેને હઠાવે છે. મેં પૂછયું આ શું છે? તે બંને બોલ્યા આગળ ચાલો. અમો આગળ ચાલ્યા, અને એક લીલા લહેર બગીચામાં પહોંચ્યા. તેમાં એક મોટું ઝાડ છે. અને તેની નીચે એક બુઢો આદમી અને ઘણા બચ્ચાં બેઠેલાં છે અને ઝાડની પાસે એક બીજો માણસ બેઠેલો છે તેની આગળ અગ્નિ બળી રહી છે, અને તે તેને ધુકી રહયો છે. ફરી તે બંને મને ઝાડની ઉપર ચઢાવી લઇ ગયા. ઝાડની વચ્ચે એક ઘર ઘણુંજ ઉમદા બની રહયું હતું તેમાં લઇ ગયા. મેં એવું ઘર કદી જોયું નથી. તેમાં પુરૂષ જુવાન બુઢ્ઢા તથા સ્ત્રીઓ અને બચ્ચાં ઘણા હતા. ફરી તેની બહાર લાવી વરી ઉપર લઈ ગયા. ત્યાં એક ઘર પહેલા ઘરથી પણ ઉમદા હતું. તેમાં લઇ ગયા. તેમાં બુઢ્ઢા અને જુવાન હતા. મેં તેઓ બંને શખશને કહયું તમે મને સઘળી રાત ફેરવ્યો હવે બતાવો કે આ સઘળા શું ભેદ હતા. તેઓએ કહયું તમે જે શખ્સના જડબા ચીરાતા જોયો તે શખ્સ જૂઠો છે. જુઠી વાતો કહ્યા કરતો હતો અને તે વાતો સઘળી જહાનમાં ફેલાતી હતી. તેની સાથે કિયામત સુધી એવીજ રીતે કરતા રહેશે, અને જેનું માથું ફાડતા

જોયો તે તે માણુસ છે જેને અલ્લાહ તઆલાએ કુરઆનનો ઇલમ આપ્યો હતો અને તે રાતના તેનાથી ગફલતમાં સુઇ રહયો. અને દિવસનાં તે પર અમલ નહીં કર્યો. કિયામત સૂધી તેની સાથે એવોજ મામલો રહેવાનો. અને જેઓને તે અગ્નિના ખાડામાં જોયાં તેઓ ઝિનાં કરનાર લોક છે. અને જેને ખૂનની નહેરમાં જોયાં તે વ્યાજ ખાનાર છે, અને ઝાડની નીચે જે શખ્સ હતા તે હઝરત ઇબ્રાહીમ (અલે) છે, અને જે તેમની આસપાસ બચ્ચાં જોયાં તે લોકોની નાબાલિગ ઓલાદ છે. અને જે આગ ધીકી રહયો હતો. તે દોજખનો દારોગો માલિક છે. અને પ્રથમ ઘર જેમાં આપ દાખલ થયાં તે સામાન્ય મુસલમાનોનું છે અને બીજું ઘર શહીદોનું છે. અને હું જીબરઇલિ (અલે) છું અને આ મીકાઇલ (અલે) છે. * ફરી બોલ્યા ઉપર માંથું ઉપાડો. મેં માથું ઉપાડયું તો મારી ઉપર એક સફેદ વાદળ નજરે પડયું તેઓ બોલ્યા કે આ તમારૂં ઘર છે. મેં કહયું મને છોડો હું મારા ઘરમાં જાઉં. તેઓ બોલ્યા, હજુ તમારી ઉમર બાકી છે પૂરી થઇ નથી જો પૂરી થઈ હોત તો હમણાં ચાલ્યા જતે.

**ફાયદો** જાણવું જોઇએ કે પેગમ્બરોનો ખાબ વહી હોય છે. આ સઘળો બનાવ સાચો છે. આ હદીસથી કેટલીક વસ્તુનો હાલ જણાયો. પ્રથમ જુઠનો કે કેવી સખત સજા છે. આલિમ બેઅમલનો, ત્રીજો ઝીનાનો, ચોથો વ્યાજનો, અલ્લાહ સર્વ મુસલમાનોને આ કામોથી સંભાળે.

## અકીદાઓનું વર્ણન.

૧ **અકીદહ**–સઘળું જહાન પ્રથમ તદન પેદા થયુ નહોતું. અલ્લાહ તઆલાના ઉત્પન્ન કરવાથી હસ્તિમાં આવ્યું.

૨ **અકીદહ**–અલ્લાહ એક છે તે કોઇનો ગરજવાન નથી. ન તેણે કોઇને જણ્યો અને ન કોઇએ તેને જણ્યો. તેની કોઇ સ્ત્રી નથી. કોઇ તેના મુકાબેલનો ( બરાબર્યો ) નથી.

૩ **અકીદહ**-તે હમેશથી છે અને હમેશ રહેશે.

૪ **અકીદહ**–કોઇ વસ્તુ તેના જેવી ( મિસલ ) નથી તે સર્વથી નિરાળો છે.

૫ **અકીદહ**-તે જીવતો છે. દરેક ચીજ ઉપર તેની શકિત છે કોઇ ચીજ તેની જાણ ( ઇલ્મ )થી બહાર નથી. તે સર્વને જુએ છે. સાંભળે છે. બોલે છે; પણ તેનું બોલવું અમો લોકોના બોલવા સરખું નથી તે જે ચાહે તે કરે છે. કોઇ તેને રોક ટોક કરનાર નથી, તેજ પુજ્ય છે તેનો કોઇ ભાગીયો નથી. તે પોતાના બંદાઓ પર મેહેરબાન છે. સર્વ એબો (દોષો)થી પવિત્ર છે. તેજ પોતાના બંદાઓને સર્વ આફતોથી બચાવે છે. તેજ ઇઝઝતવાળો છે. મોટાઈ આપનાર છે. ( રિઝક ) રોઝી પેહોંચાડનાર છે. ચાહે તેની રોઝી તંગ કરે અને ચાહે તેની કોશાદા (વધુ) કરે જેને ચાહે તેને નીચે નાખે; અને જેને ચાહે તેને ઉંચે ચઢાવે. જેને ચાહે તેને ઇઝઝત આપે જેને ચાહે તેને ધિકકાર આપે. તે ઇનસાફવાળો છે અને ઘણી બરદાશત (સહન) કરનાર છે. બંદગી અને ઇબાદતની કદર કરનાર છે. દોઆને કબુલ કરનાર છે. ગુંજાશ વાળો ( સમજવાળો ) છે. તે સર્વને માથે હાકેમ છે તેના ઉપર કોઇ હુકમ કરનાર નથી. તેનું કોઇ કામ ડહાપણથી ખાલી નથી. તે સઘળાઓનું કામ પાર પાડનાર છે. તેણેજ સર્વને પેદા કર્યા છે, તેજ કયામતમાં પાછા ઉત્પન્ન કરશે. તેજ મારે છે. તેને નિશાનીઓથી તથા તેના

* જીબરઇલ તે ફરિશ્તાનું નામ છે જે નબીઓ પર વહી લાવતા હતા અને મીકાઈલ તે ફરિશ્તો છે જેમને રોઝી પહોંચાડવાનું કામ સોંપવામાં આવેલું છે.

ગુણોથી સર્વ જાણે છે. તેની ઝાતની બારીકી કોઇ જાણી શકતું નથી. તે ગુનેહગારોની તોબહ* કબુલ કરે છે જે સજાને લાયક છે તેને સજા આપે છે, તેજ હિદાયત કરે છે. જહાનમાં જે કંઇ થાય તેના હુકમથીજ થાય છે. તેના હુકમ વગર એક રજકણ હાલી શકતી નથી. તે સુતો નથી. ઉંઘતો નથી, તે સઘળી જહાનની સંભાળથી થાકતો નથી, તે સઘળી વસ્તુને કાબુમાં રાખનાર છે. એવીજ રીતે સઘળી સારી સિફ્તો અને સંપૂર્ણજ ગુણો તેને માટે છે. અને બુરી તથા નુકસાનની કોઈ સિફ્ત ( ગુણ ) તેમાં નથી, તેમાં કોઇ એબ (દોષ નથી.

૬ અકીદહ–તેની સઘળી સિફ્તો (ગુણો) હમેશથી છે અને હંમેશ રહેશે. તેનું કોઇ ગુણ કદી મટી શકતું નથી.

૭ અકીદહ–સૃષ્ટ (મખલુક)ના ગુણોથી તે પાક છે. અને કુરઆન તથા હદીસમાં કેટલીક જગ્યા જે એવા વાતોની ખબર આપવામાં આવી છે તેના માએના (મતલબ) અલ્લાહને સોપે કે તેજ તેની હકીકત જાણે છે. અને અમો ઉંડાણમાં ઉતર્યા વગર તેવીજ રીતે ઇમાન લાવીએ છીએ, અને યકીન કરીએ છીએ કે જે કંઈ તેની મતલબ છે તે ઠીક છે અને સત્ય છે. અને આજ વાત બેહતર છે, અથવા તેના ભળતા અર્થ કરે જેથી તે સમજવામાં આવે.

૮ અકીદહ–જહાનમાં જે કંઈ ભલું બુરૂં થાય છે તે સઘળાને તેના થવા પેહેલાં અલ્લાહ તઆલા હંમેશથી જાણે છે. અને પોતાની જાણ પ્રમાણે તેને પેદા કરે છે. એનુંજ નામ તકદીર છે. અને ખરાબ વસ્તુના ઉત્પન્ન કરવામાં ઘણા ભેદ છે જે હરકોઈ જાણી શકતું નથી.

૯ અકીદહ–બંદાને અલ્લાહ તઆલાએ સમજ તથા વિચાર આપ્યા છે જેથી તે ગુનાહ કે સવાબનું કામ પોતાની અખત્યારથી કરે છે પણ બંદાને કોઈ કામ ઉત્પન્ન કરવાની શકિત નથી, ગુનાહના કામથી અલ્લાહ સાહેબ નારાજ થાય છે અને સવાબના કામથી ખુશ થાય છે.

૧૦ અકીદહ–અલ્લાહ તઆલાએ બંદાઓને એવા કામનો હુકમ ફરમાવ્યો નથી કે જે તેઓથી બની શકે નહીં.

૧૧ અકીદહ–કોઇ વસ્તુ ખુદાને માથે અગત્યની નથી, તે જે કંઈ મેહેરબાની કરે છે એ તેનો ફઝલ (અનુગ્રહ) છે.

૧૨ અકીદહ–અલ્લાહ તઆલાએ મોકલેલા ઘણા પેગમ્બરો લોકોને સીધો માર્ગ બતાવવા આવ્યા અને તે સઘળા ગુનાહોથી પવિત્ર છે. પુરી રીતે તેઓની ગણત્રી અલ્લાહનીજ જાણમાં છે. તેઓની સચ્ચાઈ બતાવવા માટે અલ્લાહ તઆલાએ તેઓના હાથ ઉપર એવી એવી નવી નવી મુશકેલ વાતો જાહેર કરી જે બીજા લોકો કરી શકતા નથી. એવી વાતોને મોઅજેઝાહ કહે છે, એઓમાં સર્વથી પહેલા પેગમ્બર આદમ (અલે) હતા. અને સર્વથી છેલ્લા હઝરત મોહમ્મદ રસુલુલ્લાહ (સલ.) થયા અને બાકીના બીજા વચમાં થયા, એમાં કેટલાક ઘણા પ્રખ્યાત છે. નુહ ( અલે. ) ઇબ્રાહીમ (અલે.) ઇસહાક (અલે.) ઇસ્માઇલ (અલે.) યાકુબ (અલે.) યુસોફ (અલે) દાઉદ (અલે.) સોલૈમાન (અલે.) ઐયુબ (અલે.) મુસા (અલે.) હારૂન (અલે.) ઝકરીઆ (અલે.) યહયા (અલે.) ઇસા (અલે.) ઇલયાસ (અલે.) અલ યસઅ (અલે.) યુનોસ (અલે.) લુત (અલે.) ઇદરીસ (અલે) ઝુલકિફ્લ (અલે.) સાલેહ (અલે.) હુદ (અલે.) શોએબ (અલે.)

* તોબહની મતલબ આ છે કે ગુનોહ થઈ જવાથી ખુદા આગળ પસ્તાવો કરે અને ભવિષ્ય માટે એવો પાકો વિચાર કરી લે કે હવે ગુનોહ કરીશ નહી.

**૧૩ અકીદહ**-સઘળા પેગમ્બરોની ગણત્રી અલ્લાહ તઆલાએ કોઈને બતાવી નથી. માટે આવી રીતે અકીદો રાખે કે અલ્લાહ તઆલાના મોકલેલા જેટલા પેગમ્બરો છે તે સઘળાઓ ઉપર અમો ઇમાન લાવીએ છીએ જે અમારી જાણમાં છે તેઓ પર તથા જે અમારી જાણમાં નહીં આવ્યા તેઓ પર પણ.

**૧૪ અકીદહ**-પેગમ્બરોમાં કેટલાકનો મરતબો કેટલાકથી મોટો છે. સઘળાઓમાં વધુ મરતબો અમારા પેગમ્બર મોહંમદ મુસ્તફા (સલ) નો છે. અને એવણ પછી કોઇ નવો પેગમ્બર આવી શકતો નથી. કિયામત સુધી જેટલા માણસો અને જીન્ન થશે તે સઘળાના તેવણ પેગમ્બર છે.

**૧૫ અકીદહ**-અમારા પેગમ્બર (સલ.) ને અલ્લાહ તઆલાએ જાગ્રતમાં દેહની સાથે મક્કા મોઅઝઝમાંથી બૈતુલ મોકદસ અને ત્યાંથી સાતે આસમાનોમાં અને ત્યાંથી જ્યાં સુધી અલ્લાહે ચાહ્યું હતું ત્યાં પોહોંચાડ્યા અને ફરી મક્કામાં પાછા લાવ્યા એને **મેઅરાજ** કહે છે.

**૧૬ અકીદહ**-અલ્લાહ તઆલાએ કેટલીક મખલુક નુરથી ઉત્પન્ન કરી તેને અમારી દ્રષ્ટિથી છુપાવી છે તેને ફિરસ્તા કહે છે. તેઓને ઘણાં કામ સોંપાયા છે. તેઓ અલ્લાહના હુકમ વિરૂધ્ધ કોઇ કામ કરતાં નથી. જે કામમાં લગાડેલા છે તેમાં તેઓ લાગેલા છે. તેમાંના ચાર ફિરસ્તા ઘણા પ્રખ્યાત છે. હઝરત જીબરઈલ (અલે.) હઝરત મીકાઈલ (અલે.) હઝરત ઇસરાફીલ (અલે.) હઝરત અઝરાઈલ (અલે.) અલ્લાહ તઆલાએ કેટલીક મખલુકને અગ્નિથી ઉત્પન્ન કરી છે તે પણ અમને દેખતી નથી તેને જીન્ન કહે છે. એઓમાં નેક, બદ, (સારાં નરસાં) સર્વ તરેહના થાય છે. તેઓની ઓલાદ પણ થાય છે તે સઘળાઓમાં ઘણી પ્રખ્યાતી પામેલો શરારતવાળો ઇબ્લીસ એટલે **શૈતાન** છે.

**૧૭ અકીદહ**-મુસલમાન જ્યારે ઘણી ઇબાદત કરે છે, અને ગુનાહોથી બચે છે, અને દુન્યાથી મોહબ્બત નહીં રાખતો, અને પેગમ્બર સાહેબ (સલ.) ની દરેક તરેહથી સારી રીતે તાબેદારી કરે છે, તો તે અલ્લાહનો દોસ્ત તથા પ્યારો થાય છે એવા શખ્સને વલી કહે છે. એવા શખ્સથી કદી એવી વાતો થવા લાગે છે જે બીજા લોકોથી થઇ શકતી નથી એ વાતોને **કરામત** કહે છે.

**૧૮ અકીદહ**-વલી ગમે તેટલો મોટે દરજજે પહોંચે પણ નબીને બરાબર થઈ શકતા નથી.

**૧૯ અકીદહ**-અલ્લાહનો કેટલો પણ પ્યારો થાય પણ જ્યાંસુધી હોશ હુશીયારી બાકી છે ત્યાંસુધી શરીઅતના બંધનમાં રહેવું ફરજ છે. નમાઝ, રોઝો અને કોઈ બંદગી માફ થતી નથી. જે ગુનાહની વાતો છે તે તેઓને માટે પણ દુરૂસ્ત થતી નથી.

**૨૦ અકીદહ**-જે શખ્સ શરીઅત વિરૂદ્ધ હોય તે ખુદાનો દોસ્ત થઇ શકતો નથી. જો એમ છતાં તેના હાથથી કોઇ આશ્ચર્ય લાએક વાત દેખાય તે તે કાંતો **જાદુ** છે અથવા **નફસાની કે શયતાની ધંધો** છે. તેનાથી અકીદો રાખવો ન જોઈએ.

**૨૧ અકીદહ**-વલી લોકોને કેટલીક ભેદની વાતો ઉંઘમાં અથવા જાગતામાં જણાય છે તેને **કશફ** તથા **ઇલહામ** કહે છે. જો તે શરીઅતની માફક હોય તો તે કબુલ છે × પણ જો તે શરીઅત વિરૂધ્ધ છે તો તે રદ અને બાતેલ છે.

---

× એની મતલબ એ છે કે અગર તે શરીઅતની વિરૂદ્ધ ન હોય તો તેના ઈનકારની જરૂરત નથી, અને એની મતલબ એ નથી કે તેનું માનવું જરૂરી છે. હા, એવા ઇલહામને દુરસ્ત સમજવું અને તેના પર અમલ કરવું સારૂં છે અને નફસાનીયતથી ઇન્કાર કરવું બુંરૂ છે.

**૨૨ અકીદહ**—અલ્લાહે અને રસુલે (સલ) દીનની સઘળી વાતો કુરઆન તથા હદીસમાં બંદાઓને બતાવી છે. હવે કોઇ નવી વાત દીનમાં કાઢવી દુરૂસ્ત નથી એવી નવી વાતોને **બિદઅત** કહે છે અને બિદઅત મોટો ગુનોહ છે.

**૨૩ અકીદહ**—અલ્લાહ તઆલાએ ઘણી ખરી નાની મોટી કિતાબો આસમાનથી જીબ્રઇલ (અલે.) ની મારફતે ઘણા પેગમ્બરો ઉપર ઉતારી છે, કે તેઓ પોતપોતાની ઉમ્મતોને દીનની વાતો બતાવે. એમાંની ચાર કિતાબો ઘણી પ્રખ્યાત છે. "તૌરાત હઝરત મુસા (અલે.) ને મળી." "ઝબુર હઝરત દાઉદ (અલે) ને મળી" "ઇનજીલ હઝરત ઈસા (અલે.) ને મળી." અને "કુરઆને મજીદ અમારા પેગમ્બર હઝરત મોહમ્મદ (સલ) ને મળ્યું." અને કુરઆને મજીદ છેલ્લી કિતાબ છે. હવે કોઇ કિતાબ આસમાનથી આવશે નહીં કિયામત સુધી કુરઆનનોજ હુકમ ચાલુ રહેશે. બીજી કિતાબોને ગુમરાહ લોકોએ કેટલીક બદલી નાંખી છે પણ કુરઆને શરીફની સંભાળનો અલ્લાહ તઆલાએ વાયદો કર્યો છે એને કોઈ બદલી શકતું નથી.

**૨૪ અકીદહ**—અમારા પેગમ્બર (સલ) ને જે જે મુસલમાનોએ જોયા છે તેઓને **સહાબી** × કહે છે, તેઓની મોટી મોટી બુઝરગીઓ (કુરઆનમાં તથા હદીસમાં) આવેલી છે. તેઓથી મોહબ્બત તથા સારો ગુમાન રાખવો જોઇએ જો તેઓના આપસનાં લડાઇ ઝગડા કંઈ સાંભળવામાં આવે તો તેને ભુલ ચુક જાણે. તેઓની બુરાઈ કરે નહીં. તે સઘળાઓમાં સર્વથી મોટા દરજ્જાના **ચાર સહાબી** છે. હઝરત **અબુબકર સિદ્દીક** (રદી.) એવણ પેગમ્બર સાહેબ (સલ) પછી તેમની ગાદીએ બેઠા, અને દીનનો બંદોબસ્ત કર્યો માટે એવણ પ્રથમ ખલીફા કહેવાય છે. સઘળી ઉમ્મતમાં એવણ સર્વથી બેહતર છે. એવણ પછી હઝરત **ઉમર** (રદી.) છે એવણ બીજા ખલીફા છે. એવણ પછી હઝરત **ઉસમાન** (રદી.) આ ત્રીજા ખલીફા છે. એમના પછી હઝરત **અલી** (રદી.) આ ચોથા ખલીફા છે.

**૨૫ અકીદહ**—સહાબી લોકોનો એટલો મોટો મરતબો છે, કે મોટામાં મોટા વલી પણ નાંનાં દરજાના સહાબીના મરતબાએ પહોંચી શકતા નથી

**૨૬ અકીદહ**—પેગમ્બર સાહેબ (સલ)ની અવલાદ તથા બીબીઓ સઘળા માન દેવાને લાએક છે. અવલાદમાં સર્વથી મોટો મરતબો હઝરત **ફાતેમા** (રદી.)નો છે અને બીબીઓમાં હઝરત **ખદીજા** તથા હઝરત **આએશા** (રદી.)નો છે.

**૨૭ અકીદહ**—ઇમાન ક્યારે દુરૂસ્ત થાય છે કે સઘળી વાતોમાં અલ્લાહને તથા રસુલને સાચા જાણે" અને તે સઘળાને માટે અલ્લાહ તથા રસુલની કોઈ વાતમાં શંક કરવો અથવા તેને જુઠવવી અથવા તેમાં એબ કાઢવી અથવા તેની સાથે હંસી મજાક કરવી આ સઘળી વાતોથી ઇમાન જતું રહે છે.

**૨૮ અકીદહ**—કુરઆન તથા હદીસની ખુલ્લે ખુલ્લી મતલબને નહી માનવી અને એચપેચ કરીને પોતાની મતલબ સિધ્ધ કરવા મતલબ ઘડવી બદ-દીનીની (બુરા ધર્મિની) વાત છે.

**૨૯ અકીદહ**—ગુનાહને હલાલ સમજવાથી ઈમાન જતું રહે છે.

---

× પરંતુ શરત એ છે કે મુસલમાન હોવાની હાલતમાં જોયા હોય અને હાલતે ઈસ્લામમાંજ મરણ થયું હોય અને જેણે મુસલમાન હોવાની હાલતમાં સહાબીને જોયા અને મુસલમાનજ મર્યા તે તાબેઈ કહેવાય છે. અને જેણે તાબેઇને એવીજ રીતે જોયા તે તબેતાબેઇન છે. આ બધાઓની મોટાઈ હદીસ શરીફમાં ખાસ રીતે વર્ણાઇ છે.

**૩૦ અકીદહ**–ગુનોહ ગમે તેટલો મોટો હોય જ્યાં સુધી તેને બુરો સમજે છે ઇમાન જતું નથી પણ કમજોર થાય છે.

**૩૧ અકીદહ**–અલ્લાહ તઆલાથી નિડર થવું કે નિર્આશ [1] થવું કુફ્ર તથા શિર્ક છે.

**૩૨ અકીદહ**–કોઇથી ગેબની વાત પુછવી અને તેનું યકીન કરી લેવું કુફ્ર છે.

**૩૩ અકીદહ**–ગેબનો હાલ અલ્લાહ તઆલા સિવાય કોઇ જાણતું નથી. નબીઓને વહીથી, અને વલીઓને કશફ તથા ઇલહામથી. અને સામાન્ય લોકોને નિશાનીઓ ( ચિન્હ ) થી કેટલીક વાતો જણાય છે.

**૩૪ અકીદહ**–કોઇનું નામ લઇને કાફિર કહેવું અથવા લાનત કરવી મોટો ગુનોહ છેઃ–હા, એમ કહી શકે છે કે "ઝાલીમો ઉપર લાનત" "જુઠાઓ ઉપર લાનત" પણ જેઓનું નામ લઇને અલ્લાહે અને રસુલે લાનત કરી છે અથવા તેઓના કાફિર થવાની ખબર આપી છે તેઓને કાફિર મલઊન કહેવું ગુનોહ નથી.

**૩૫ અકીદહ**–જ્યારે માણસ મરે છે તો જો દાટવામાં આવે તો દાટવા પછી અને જો દાટવામાં નહિં આવે તો જે હાલમાં હોય તેની પાસે બે ફિરસ્તા જેઓનું નામ **મુનકર** અને **નકીર** છે તેઓ આવીને પુછે છે કે તારો **પરવરદિગાર** કોણ છે? તારૂં **દીન** કયું છે? હઝરત મોહમ્મદ રસુલુલ્લાહ (સલ) માટે પુછે છે **આ કોણ** [2] છે? એ મરેલો માણસ ઇમાનદાર હશે તો ઠીક ઠીક જવાબ આપે છે, ફરી તેને માટે સર્વ તરેહનું સુખ ચહેન છે. જન્નત તરફ બારી ખોલે છે જેમાંથી ઠંડી ઠંડી હવા અને ખુશબો આવતી રહે છે. અને મઝામાં પડીને સુઈ રહે છે. અને જો મુડદું બેઇમાન હશે તો સઘળી વાતેમાં આજ કહેશે કે મને કશી ખબર નથી, ફરી તેના ઉપર ઘણી સખતી અને અઝાબ કિયામત સુધી થતો રહે છે. અને કેટલાકોને અલ્લાહ તઆલા આ પરીક્ષાથી મારી બખશે છે. "પણ આ સઘળી વાતે મુરદાને જણાય છે અમો લોક જોતા નથી." જુઓ, જેવી રીતે સુતેલો માણસ સ્વપ્નામાં સઘળું જુએ છે અને જાગતો માણસ તેની પાસે અજાણમાં બેસી રહે છે.

**૩૬ અકીદહ**–મરવા પછી દરરોજ સવાર સાંજ મુરદાનું જે ઠેકાણું હોય છે તે દેખાડવામાં આવે છે. જંનતીને જંનત દેખાડીને ખુશખબરી આપે છે, અને દોઝખીને દોઝખ દેખાડીને વધુ અફસોસમાં નાંખે છે.

**૩૭ અકીદહ**–મરેલા માટે દોઆ કરવાથી, કંઇ ખેર ખેરાત કરી બખશવાથી તેનો સવાબ પહોંચે છે અને તેથી તેને ઘણો ફાયદો થાય છે.

**૩૮ અકીદહ**–અલ્લાહે અને રસુલે કયામતની જેટલી નીશાનીઓ બતાવી છે તે સઘળી જરૂર થનારી છે. ઇમામ મહદી (અલે) જરૂર પધારવાના અને ઘણા ઇન્સાફી સાથે બાદશાહી કરશે. કાણો દજ્જાલ [3] નિકળશે અને દુન્યામાં ઘણો ફસાદ મચાવશે તેને મારી નાંખવા માટે હઝરત ઇસા (અલે.) આસમાનથી ઉતરશે, અને તેને મારી નાંખશે. **યાજુજ માજુજ** ઘણા જબરજસ્ત લોક છે. તેઓ જમીન ઉપર પથરાઇ જશે અને ઘણું તોફાન મચવશે. ફરી ખુદાના કહરથી હલાક થશે. એક " વિચિત્ર જાનવર જમીનમાંથી નીકળશે. અને માણસોથી વાતો કરશે.

---

૧ એટલે એમ સમજી બેસે કે આખિરતમાં મારી કદી બક્ષીસ થવાની નથી.

૨ આ કોણના સવાલ ઉપર ઓલમાના બે મત છે પ્રથમ આ કે રસુલુલ્લાહ (સલ૦)ની સૂરત દેખાડી પુછવામાં આવે છે અથવા તો આપની હાલત બતાવી પુછવામાં આવે છે. અને સર્વથી મજબુત કોલ આ છે કે આપની શોહરતને લઇ મુરદાનું મગજ આપોઆપ આપનાજ તરફ પહોંચે છે,

૩ દજ્જાલ યાહુદીઓમાં એક માણસ થશે.

પશ્ચિમ તરફથી સૂર્ય નીકળશે. કુરઆન મજીદ ઉડી જશે, અને થોડા દિવસમાં સઘળા મુસલમાનો મરી જશે, અને સઘળી દુન્યા કાફિરોથી ભરાઇ જશે. અને એ સિવાય બીજી ઘણી વાતો થશે

. ૩૯ અકીદહ-જયારે સઘળી નિશાનીઓ પુરી થશે તો કિયામતની તૈયારી થશે હઝરત ઇસરફીલ (અલે.) અલ્લાહના હુકમથી સુર ફુંકશે, જે શીંગડા જેવી ઘણી મોટી વસ્તુ છે, આ સુર ફુંકવાથી સઘળી ઝમીન આસમાન ફાટીને તુકડે ટુકડા થશે. સઘળી મખલુક મરી જશે. અને જેઓ મરેલા છે તેઓનો આત્મા બેહોશ થશે પણ જેઓનું બચવું અલ્લાહની નિગાહમાં હશે તેઓ પોતાની હાલત ઉપર રહેશે.

૪૦ અકીદહ-ફરી જયારે અલ્લાહ તઆલાને મંજુર હશે કે સઘળું જહાન ફરી પેદા થાય તો બીજી વાર ફરી સૂર ફુંકાશે, આથી સઘળું જહાન ફરી પેદા થશે. મરેલાં જીવતા થશે. અને કિયામતના મેદાનમાં સર્વ એકઠા થશે. અને ત્યાંના દુ:ખથી ગભરાઇને સર્વ, પેગમ્બરો પાસે શફાઅત કરાવવા જશે આખર અમારા પેગમ્બર સાહેબ (સલ) સિફારશ કરશે. "કાંટો (તરાજુ) ઉભો કરવામાં આવશે. ભલા બુરાં કામો તેમાં તોલવામાં આવશે. અને તેનો હિસાબ થશે." કેટલાક વગર હિસાબે જંનતમાં જશે, સારા લોકોનું **અમલનામું** જમણા હાથમાં અને બુરા લોકોનુ ડાબા હાથમાં અપાશે. પેગમ્બર સાહેબ (સલ) પોતાની ઉમ્મતને "**હોઝે કૌસરનું** પાણી પાશે" જે દુધથી ઘણું ઉજળું છે અને મધથી ઘણું મીઠું છે. "**પુલ સરાત** ઉપર ચાલવું પડશે." જેઓ નેક છે તેઓ તેથી પાર થઇ જંનતમાં પુગવાના અને જેઓ બુરા છે તેઓ તે ઉપરથી દોઝખમાં પડશે.

૪૧ અકીદહ-જહન્નમ (દોઝખ) ઉત્પન્ન થઇ ચુકી છે તેમાં સાપ, વિંછુ અને તરેહ તરેહનો અઝાબ છે. દોઝખીઓમાંથી જેમાં રજ સરખું પણ ઇમાન હશે તો તે પોતાની કરણીની સઝા ભોગવી, પેગમ્બરો તથા બુઝરગોની શફાઅતથી નીકળી જંનતમાં જશે, ફરી તે ગમે તેવો ગુન્હેગાર હશે. "પણ જે કાફિર અને મુશરિક છે તે તેમાં હમેશા રહેશે, અને તેઓને મોત પણ આવશે નહીં."

૪૨ અકીદહ-જંનત પણ ઉત્પન્ન થઇ ચુકી છે અને તેમાં તરેહ તરેહના આરામ અને નેઅમતો છે. જંનતવાળાઓને કોઇ તરેહનો ડર કે ગમ થશે નહીં, અને તેઓ તેમાં હમેશ રહેશે. નતો તેઓ ત્યાંથી નીકળશે અને ન ત્યાં મરશે.

૪૩ અકીદહ-નાના ગુનાહ ઉપર શિક્ષા કરવાનો અથવા ગુનાહને પોતાની મહેરબાનીથી માફ કરી તદન અઝાબ નહીં કરવાનો અલ્લાહ તઆલાને અખત્યાર છે (તે ચાહે તેમ કરે)

૪૪ અકીદહ-શિર્ક અને કુફરનો ગુનોહ, અલ્લાહ તઆલા કદી કોઇને માફ કરનો નથી. અને એ સિવાય બીજા ગુનાહ જેને ચાહશે પોતાની મહેરબાનીથી માફ કરશે.

૪૫ અકીદહ-અલ્લાહે તથા રસુલે જેઓનું નામ લઇને જંનતી થવું બતાવ્યું તેઓ સિવાય બીજા કોઇ માટે ખાતરી પૂર્વક જંનતી થવાનું કહી શકતા નથી." "હા, સારી નિશાનીઓ જોઇને સારો ગુમાન રાખવો અને તેની રહમતની આશા રાખવી અગત્યની છે."

૪૬ અકીદહ-જંનતમાં સર્વથી મોટી નેઅમત અલ્લાહતઆલાનો દીદાર છે, જે જનંતવાળાઓને નસીબ થશે. તેની લેહજત આગળ સઘળી નેઅમતો નજીવી લાગશે.

**૪૭ અકીદહ**—દુન્યામાં જાગતાં આ આંખોથી અલ્લાહ તઆલાને કોઇએ જોયો નથી અને કોઈ જોઈ શકતું પણ નથી.

**૪૮ અકીદહ**—આખી ઉમર કોઇ કેવોએ સારો કે ખરાબ હોય પણ જેવી હાલતમાં ખાતેમા (મરતાં છેલ્લો વખત) થાય છે તેનો અનુસરીને તેનો સારો કે બુરો બદલો મળે છે.

**૪૯ અકીદહ**—આદમી આખી ઉમ્મરમાં કદી પણ તોબાહ કરે અથવા મુસલમાન થાય તે અલ્લાહને ત્યાં મકબુલ છે. હા, મરતી વેળા જ્યારે સડકે-દમ ચાલે (શ્વાસ તુટે) અને અઝાબના ફિરસ્તા નજરે પડે તે વેળા તોબાહ × કે ઈમાન કબુલ થતા નથી.

## ફેસલ.

એ પછી મુનાસબ જણાય છે કે કેટલાક બુરા અકીદા અને બુરી રસમોને તથા કેટલાક મોટા મોટા ગુનાહોને જે ઘણા થતા રહે છે અને જેથી ઇમાનમાં નુકસાની આવે છે તેને બયાન કરવામાં આવે કે જેથી લોકો તેનાથી બચતા રહે. એમાંના કેટલાક તો તદ્દન કુફ્ર શિર્ક છે, તો કેટલાક કુફ્ર શિર્કને લગભગ છે, અને કેટલાક બિદઅત તથા ગુમરાહી છે અને કેટલાક માત્ર ગુનાહજ છે. મતલબ કે સર્વેથી બચવાની જરૂર છે, ફરી જ્યારે આ બયાન સમાપ્ત થશે તો તે પછી ગુનાહોથી જે દુન્યાનું નુકશાન અને બંદગીથી જે દુન્યાનો લાભ થાય છે તેનું થોડુંક વર્ણન કરવામાં આવશે. કારણકે દુન્યાના નફા નુકશાનનો લોક ઘણો ખિયાલ કરે છે. કદાપી આજ ખિયાલથી નેક કામની તોફીક અને ગુનાહોથી પરહેઝ થાય.

## કુફ્ર અને શિર્કની વાતોનું * વર્ણન.

કુફ્રને પસંદ કરવું, કુફ્રની વાતોને સારી જાણવી, કોઇ બીજાથી કુફ્રની વાત કરાવવી. કોઇ કારણે પોતાના ઇમાન વિષે પસતાવો કરવો કે જો મુસલમાન નહીં હતે તો ફલાણી વસ્તુ મળી જતે. ઔલાદ વગેરે કોઇના મરવા ઉપર ગમ્મમાં આવી રીતે વાતો કહેવી કે ખુદાને બસ એનેજ મારવાનું સુઝ્યું, આખી જગતમાં મારવાને માટે બસ આજ હતો, ખુદાને એવું કરવું જોઇતું ન હતું. એવો ઝુલમ કોઇ કરતો નથી જેવું તેં કર્યું.—અલ્લાહના તથા રસૂલના કોઇ હુકમને બુરો જાણવો, તેમાં એબ કાઢવી, કોઇ નબી અથવા ફિરસ્તાની હલકાઇ કરવી. તેઓમાં એબ કાઢવી. કોઈ જીવતા કે ગુજરી ગયેલા બુજરૂગ અથવા પીરને સાથે આ અકીદો રાખવો કે અમારા દરેક હાલની એમને દરેક વખત જરૂર ખબર રહે છે. જોષિ, પંડિત અથવા જે ઉપર (જીન) ભુત ચઢયો હોય તેનાથી ગેબની ખબર પૂછવી, અથવા ફાલ ખોલાવવી ફરી તેને સાચી જાણવી. કોઇ બુઝરગના કલામથી ફાલ જોઈને તેને ખાત્રીપુર્વક સમજવું, કોઇને આઘેથી પુકારવું અને એમ સમજવું કે તેમને ખબર થઈ ગઈ. કોઇને નફા નુકસાનનો મુખતાર સમજવો. કોઇથી મુરાદો માંગવી, રોઝી, ઓલાદ માંગવી. કોઈના નામનો રોઝો રાખવો. કોઇને સિજદો કરવો. કોઇના નામનું જનાવર છોડવું, અથવા ચઢાવો ચઢાવવો. કોઇના નામની

× તોબાહથી મતલબ કુફ્ર અને શિર્ક સિવાય બીજા ગુનાહોથી તોબાહ કરવું. અને ઈમાનથી મતલબ કુફ્રથી તોબહ કરીને મુસલમાન થઈ જવું.

* એટલે તે વાતોનું વર્ણન છે જેને કુફ્ર અને શિર્કની સાથે એક જાતનો ખાસ સંબંધ છે. પછી તે એટલા માટે કે એ વાતો કુફ્ર અને શિર્કનું એક સબબ છે. અથવા એટલા માટે કે તે રસમો કાફિર અને મુશરિકોની ઘડેલી છે. અથવા એટલા માટે કે શિર્કનો વહેમ તેમાં ઉત્પન્ન થાય છે. અથવા એટલા માટે કે તે વાતો કુફારને શિર્ક સુધી પહોંચાડનાર છે.

માનતા લેવી. કોઇની કબર કે ઘરનો તવાફ ૧ કરવો ખુદાના હુકમનાં મુકાબલામાં કોઇ બીજાની વાત અથવા રસમને શ્રેષ્ટતા આપવી કોઇની સામે ઝુંકવું. અથવા તસવીર (મૂરત) ની માફક ઉભું રહેવું ૨ તોપ પર બકરો ચઢાવવો. કોઇના નામ ઉપર જાનવર ઝુબહ કરવું. જીન ભૂત પરી વગેરેના નીકળવા માટે તેઓની ભેટ આપવી. બચ્ચાના જીવવા માટે બકરો વગેરે ઝુબહ કરવો. તેની નારને પૂજવી. કોઈની દુહાઈ આપવી. કામા શરીફની બરાબરકોઈ જગ્યાની તાઝીમ તથા અદબ કરવો. કોઈના નામ પર બાળકનાં નાક કાન છેદવાં, વાળી અને બુલ્લાક પેહેરાવવી. કોઇના નામનો બાજુ પર પૈસો બાંધવો, અથવા ગળામાં નાંડું નાંખવું, સેહેરો બાંધવો, ચોટલી રાખવી, બદ્ધી પેહેરાવવી. ફકીર બનાવવો. અલીબખ્શ, હુસેનબખ્શ, અબદુનનબી વગેરે નામ રાખવાં. કોઇ બુઝરૂગનાં નામનું જાનવર ઠેરવી તેનો અદબ કરવો. જહાનના કારોબારને તારાઓની તાસીરથી સમજવો સારી નરસી તારીખ તથા દિવસને પૂછવાં. અપશુકન લેવો. કોઈ મહિના અથવા તારીખને મનહુસ જાણવી. કોઇ બુઝરૂગનું નામ વજીફાની માફક જપવું. આવી રીતે કહેવું કે ખુદા અને રસૂલ ચાહશે તો ફલાણું કામ થશે. કોઇના નામની અથવા માથાની કસમ ખાવી તસવીર ૩ રાખવી વિશેષ કરી કોઇ બુઝરૂગની તસવીર બરકત માટે રાખવી તથા તેની તાઝીમ કરવી.

## બિદઅતો, બુરી રસમો, અને બુરી વાતોનું વર્ણન.

કબરો પર ધુમધામથી મેળો કરવો, દીવા બાળવા. સ્ત્રીઓનું ત્યાં જવું, ચાદરો નાખવી; પાકી કબર બાંધવી. બુઝરૂગોને ખુશ કરવા માટે કબરોની હદથી વધુ તાઝીમ કરવી (માન આપવું) તાઝીયા અથવા કબરને ચુમવું ચાટવું, માટી લાગડવી, તવાફ અને સિજદો કરવો કબરો તરફ નમાઝ પઢવી, મીઠાઇ હલવો ગુલગુલાં વગેરે ચઢાવવા. તાઝીયા અલમ વગેરે રાખવા તે પર હલવો મલીદો ચઢાવવો, અથવા તેને સલામ કરવી. કોઇ વસ્તુને અછુતી સમજવી (કે તેને કોઈ હાથ લગાડી શકે નહીં) મોહર્રમના મહિનામાં પાન નહીં ખાવું, મેંધી મિસ્સી નહીં લગાડવી. મરદની પાસે નહીં રહેવું. લાલ કપડું નહિં પહેરવું. બીબીની સહનક ૪ પુરૂષોને ખાવા નહીં દેવી. ત્રીજું ચાલીસમું વગેરેને જરૂરી જેવું સમજવું, ૫ જરૂરત છતાં સ્ત્રીના બીજા નિકાહને એબ સમજવો. ૬ નિકાહ ખતના બિસ્મિલ્લાહ વગેરેમાં શક્તિ નહિ હોય છતાં સઘળી ખાનદાની રસમો કરવી, વિશેષ કરી કરજ ઉધાર કરીને નાચ રંગ કરવા. હોલી દીવાળીની

---

૧ તવાફ કોઇ ચીજની ચારેગમ ચક્કર મારવાને કહે છે.

૨ એટલે ઘણી અદબની સાથે એવી રીતે ચુપ ઉભો રહે કે હાલે ચાલે નહીં તેમ આમ તેમ જુવે પણ નહીં એવો અદબ કરવો મના છે. હા; મામુલી રીતે બુઝરૂગોની તાઝીમને માટે ઉભા થવું અને તેમના બેસવા પછી બેસી જવું એ દુરસ્ત છે.

૩ તસવીરથી મતલબ જીવ રાખનારની મોટી છબી છે.

૪ મૂળ સહનકની રસમજ શરીઅતથી મના છે ઓરતો માટે તેમ મરદો માટે પણ.

૫ ત્રીજું, ચાલીશું વગેરે જરૂર વગરનું સમજીને પણ કરવું જાએઝ નથી. લોકો એને જરૂરી સમજી કરે છે એટલા માટે જરૂરીનો શબ્દ લખ્યો છે.

૬ વગર જરૂરતે પણ બેવાર ઓરતના નિકાહને એબવાળ સમજવું બુરૂં છે.

રસમો કરવી. સલામની જગ્યાએ બંદગી વગેરે કરવી. [1] અથવા માત્ર માથા ઉપર હાથ મુકીને ઝુકવું. દીયર, જેઠ, ફુઇ ભાઈ, ખાલા ભાઈને સામે બેધડક આવવું. અથવા બીજા કોઈ નામહેરમની સામે આવવું. નદીથી બેડું ગાતાં વગાડતાં લાવવું. રાગ વાજું સાંભળવું, [2] ડુમણીઓ વગેરે નચાવવી અને જોવી, અને તે પર ખુશ થઇને તેઓને ઇનઆમ આપવું. (નસબ) કુટુંબ ઉપર ફખર કરવો, અથવા કોઇ બુઝરૂગની સગાઇમાં કે તેમની મુરીદીમાં થવાને મુક્તિને માટે પુરતું સમજવું. કોઇના નસબમાં કંઇ ખામી હોય તે પર તાન કરવો. ધંધાને હલકો જાણવો. હદથી વધીને કોઈની તારીફ કરવી. શાદી વિવાહમાં નકામો ખરચ તથા બેહુદી વાતો કરવી. હિન્દુઓની રસમો કરવી. નવશાહને શરીઅત વિરૂદ્ધ કપડાં પેહેરાવવાં, કંગડું સેહરો બાંધવો, મેંદી લગાડવી, આતશબાઝી ગોલા વગેરેની સામગરી કરવી. નકામી આરાએશ કરવી ઘરમાં ઓરતોની સામે નવશાને બોલાવવો અને તેની આગળ આવવું. તાકી ઝાંખીને તેને જોવું શીયાણી સમજદાર સાલી વગેરેનું સામે આવવું, તેનાથી હસી દિલ્લગી કરવી ચોથી રમવું. જે જગ્યા દુલો દુલહન સુતાં હોય તેઓની આસપાસ ભેગાં થઇ વાતો સાંભળવી. તાકવું ઝાંખવું, જો કંઇ વાત જણાય તો તે બીજાઓને કહેવી, માંઝે બેસાડવી, અને એવી શરમ કરવી કે જેથી નમાઝો કજા થઇ જાય, શેખીને લીધે મોહર વધારે ઠેરવવી. ગમીમાં પુકારીને રડવું મોં. સીનો પીટવો, વખાણ કરીને રડવું. વપરાએલા ઘડા તોડવા, જે જે કપડાં તેના બદનથી લાગ્યા હોય સઘળાઓને ધોવડાવવા. વર્ષ દિવસ સુધી અથવા કંઇ વધારે ઓછી મુદ્દત ઘરમાં અચાર નહીં બનાવવા, એ મુદ્દતમાં કંઇ ખુશીની તકરીબ ( શાદી વિવાહ ) નહીં કરવા. ખાસ ખાસ તારીખોમાં ફરી ગમને તાઝો કરવો હદથી વધારે ઝીનત સણગારમાં લાગવું. સાદી વજેહ (તરેહ)ને એબદાર જાણવી. મકાનમાં તસવીરો લટકાવવી. ખાસદાન, અતરદાન, સુરમાદાની, સુરમાની સળી વગેરે સોના ચાંદીની વાપરવી. ઘણુંજ બારીક કપડું પહેરવું. અથવા અવાજ કરતું ઘરેણું પહેરવું, ઘાઘરો પહેરવો. પુરૂષોના જલસામાં જવું. ખાસ કરી તાજીયા જોવા અને મેલાઓમાં જવું, પુરૂષોની તરેહ અખત્યાર કરવી, બદનમાં છુંદણા પડાવવા. ખુદાઇ રાત કરવી. જાદુ ટોણું કરવા, માત્ર સણગારને લીધે દિવાર ઉપર કપડું ચઢાવવું, અથવા છતમાં ચંની બાંધવી. સફર જતાં અથવા પાછાં ફરતાં ગેર મહેરમને ગલે લાગવું, અથવા લગાડવું. જીવવાને માટે છોકરાના કાન નાક કોચાવવા. છોકરાને વાળી કે બુલાક પહેરાવવી. રેશમી અથવા કોસંબી કે ઝાફરાની રંગનું રંગેલું કપડું અથવા હાસડી ઘુઘરૂ કે કોઇ બીજું ઘરેણું પહેરાવવું. ઓછું રડવા માટે બાળકને અફીણ ખવરાવવું. કોઇ બીમારીમાં વાઘનું દુધ કે તેનું માંસ ખવરાવવું (ગધેડીનું દુધ પીવડાવવું.) એવી તરેહની ઘણી વાતો છે. માત્ર નમુનાની તોર પર આટલું બયાન થયું છે.

---

[1] કેમકે સલામની જગ્યા બંદગી કહેવું હિન્દુઓની રસમ છે એટલા માટે મના છે અને આદાબમાં નેચરીઓની મુસાબેહત તથા સુન્નત તરીકાને છોડવું છે એટલા માટે બિદઅત છે.

[2] એના દુરસ્ત નહીં થવાનું એક કારણ એ છે કે આ રસમ હિન્દુઓની છે અને કુફ્ફારોની રસમો તથા તેમના તરીકાની મનાઈ નસથી આવેલી છે, ફરી તેને શાદીની જરૂરતમાંથી સમજી લેવામાં આવી છે, અને એ શરીઅતમાં વધારો કરવો છે,

## કેટલાક મોટા મોટા ગુનાહ જેથી મોટું પાપ થાય છે અને તેના વિષે ઘણી સખતાઈ દરશાવાઈ છે.

ખુદાનો શરીક કરવો. નાહક ખુન કરવું. જે સ્ત્રીઓની ઓલાદ થતી નથી તેઓ કોઈની સુવાવડમાં એવું કંઇ ટોણું કરે છે કે એનું બચ્ચું મરે અને અમારી ઓલદ થાય એ પણ આ ખુનમાં દાખલ છે. માબાપને દુઃખ આપવું, વ્યભિચાર કરવો, યતીમોનો માલ ખાવો; જેમ કે ઘણીખરી ઓરતો ખાવિન્દના સઘળા માલ અને મિલ્કત ઉપર કબજો કરી નાના બચ્ચાંઓનો ભાગ ઉડાવે છે. છોકરીઓનો વારસો નહી આપવો. કોઇ સ્ત્રીને જરા સરખા શક ઉપરથી ઝિનાનું તોહમત મુકવું. * જુલમ કરવો, પીઠ પાછળ કોઈની નિંદા કરવી, અલ્લાહની રહમતથી નાઉમેદ થવું વાયદોકરીને પૂરો નહીં કરવો. અમાનતમાં ખિયાનત કરવી અલ્લાહનું કોઈ ફરઝ જેમકે નમાઝ, રોઝો, હજ્જ ઝકાત છોડવી. કુરઆન શરીફ પઢીને ભૂલાવી દેવું. જુઠું બોલવું, વિશેષ કરી જુઠી કસમ ખાવી. અલ્લાહ સિવાય બીજા કોઈની કસમ ખાવી અથવા આવી કસમ ખાવી કે મરતીવેળા કલેમો નસીબ નહીં થાય. ઇમાન ઉપર ખાતેમો નહીં થાય. અલ્લાહ સિવાય કોઇ બીજાને સિજદો કરવો, વગર ઉજરે નમાઝ કઝા કરવી. કોઇ મુસલમાનને કાફિર અથવા બેઇમાન અથવા ખુદાની માર, ખુદાની ફિટકાર, ખુદાનો દુશમન વગેરે કહેવું કોઈની નિંદા સાંભળવી. ચોરી કરવી. વ્યાજ ખાવું. અનાજની મોંઘવારીથી ખુશ થવું. ભાવ કરીને પાછળથી ઝબરદસ્તીથી ઓછું આપવું. ગેરમહરમની પાસે એકાંતમાં બેસવું. જુગા રમવો કેટલીક સ્ત્રીઓ અને છોકરીઓ ગિફ્ વગેરે કાઢીને અથવા કોઇ બીજી રમત રમે છે આ પણ જુવા છે. કાફિરોની રીત રસમ પસંદ કરવી. ખાણાને બુરૂં કહેવું. નાચ જોવો. રાગ વાજુ સાંભળવા. શક્તિ હોવા છતાં નસીહત નહીં કરવી. કોઇની મશ્કરી મજાક કરીને બેઇઝઝત તથા શરમિન્દા કરવું. કોઇની એબ ઢુંઢવી.

## ગુનાહોથી દુન્યાની કેટલીક નુકસાનીનું વર્ણન.

ઇલમથી બેનસીબ રહેવું. રોઝી ઓછી થવી અલ્લાહની યાદથી વહશત થવી (દીલ નહીં લાગવું) માણસોથી વહશત થવી ( ડર ઉત્પન્ન થવો ) વિશેષ કરી નેક આદમીઓથી ઘણાખરા કામોમાં મુશ્કેલી પડવી. દિલમાં સફાઇ નહીં રહેવી. દિલમાં અને કેટલીક વાર સઘળા બદનમાં કમજોરી આવવી. બંદગીથી મહરૂમ રહેવું. ઉમર ઘટવી. તોબહની તોફીક નહીં થવી. કેટલાક દિવસ પછી ગુનાહની બુરાઇ દિલમાંથી જતી રહેવી. અલ્લાહની આગળ હલકા પડવું. બીજી મખલુકને તેણેથી નુકસાન પહોંચવું અને એ કારણથી તેના ઉપર લાનત કરવી. અકલમાં નુકસાની આવવી રસુલુલ્લાહ (સલ.) તરફથી તેના ઉપર લાનત કરવી. ફિરસ્તાની દોઆથી અભાગ્ય રહેવું. પેદાવાર ( આમદની ) માં કમી થવી. શરમ અને ગેરત જતી રહેવી અલ્લાહ તઆલાની મોટાઇ તેના દિલથી નીકળી જવી. નેઅમતો છીણવાઇ જવી. બલાઓનો જથ્થો આવવો. તેના ઉપર શૈતાનનું મુકરર થવું. દિલ ઘબરાટમાં રહેવું. મરતી વેળા મોંથી કલેમો નહીં નીકળવો. ખુદાની રહમતથી નિરાશ થવું અને એ કારણને લીધે વગર તોબાએ મરવું.

* જયાં લગી ઝિના ઉપર શરીઅતની દલીલ લાગુ નહિ પડે ત્યાં લગી કોઈને વ્યભિચારી સમજે નહીં. અને જયારે એના વિષે જરૂરત જણાય તો દીનદાર આલેમોથી મસઅલો પુછી લે.

## ઈબાદત કરવાથી કેટલાક દુન્યાના ફાયદાઓનું વર્ણન.

રોઝી વધવી. તરેહ તરેહની બરકત થવી તકલીફ તથા પરેશાની દુર થવી. ગરજ સરવામાં સહેલાઇ થવી. વરસાદ વરસવો દરેક તરેહની બલા ટલવી. અલ્લાહનું મહેરબાન તથા મદદગાર રહેવું. ફિરસ્તાઓને હુકમ થવો કે એઓનું દિલ મજબુત રાખે. સાચી ઇઝ્ઝત તથા આબરૂ મળવી. મરતબા ઉંચા થવા. સર્વના દિલોમાં તેની મોહબ્બત થવી. તેને માટે કુરઆનનું શફાઅત કરનાર થવું. માલનું નુકશાન થાય તો તેથી સારો બદલો મળવો દિન પરદિન નેઅમતમાં વૃધ્ધિ થવી માલ વધવો. દિલમાં રાહત તથા તસલ્લી રહેવી. આઇન્દા નસલમાં આ નફો પહોંચવો. જીવતામાં ગેબી બશારતો મળવી. મરતી વેળા ફિરસ્તાઓનું ખુશખબર સંભળાવવું, મુબારકબાદી આપવી ઉમર વધવી. દરિદ્ર તથા ભૂખમરા ( ફાકા ) થી બચવું. થોડી વસ્તુમાં ઘણી બરકત થવી. અલ્લાહનો ગુસ્સો જતો રહેવો.

## કેટલીક અગત્યની સંકેત ( ઈસતેલાહોનું વર્ણન. )

જેથી આ કિતાબના મસઅલા વગેરેના સમજવામાં મદદ મળશે અને ઘણી સહેલાઇ તથા સરલ પડશે.

જાણવું જોઇએ કે બંદાઓના કામોને લગતા જે કાયદા (અહકામ) છે તે સઘળાની આઠ તરેહ છે. (૧) ફરઝ (૨) વાજેબ (૩) સુંનત (૪) મુસ્તહબ (૫) હરામ (૬) મકરૂહે તહરીમી (૭) મકરૂહે તનઝીહી અને (૮) મોબાહ.

(૧) **ફરજ** તે છે કે જે ખાતરી પુર્વક દલીલથી સિદ્ધ થયું હોય, અને એને વગર ઉજરે છોડનાર ફાસિક તથા અઝાબને પાત્ર થાય છે અને જે એનો નકાર કરે તે કાફિર છે. ફરી એ બે પ્રકારના છે. એક **ફરજે એન** બીજું **ફરજે કિફાયા** **ફરજે એન** તે છે જેનું કરવું દરેક ઉપર અગત્યનું છે અને જે કોઈ વગર કારણે એને છોડશે તે અઝાબને પાત્ર અને ફાસિક થશે દાખલા તરીકે જેમ પાંચ વખતની નમાઝ જુમઆની નમાઝ વગેરે. **ફરજે કિફાયા** તે છે જેનું કરવું દરેક ઉપર અગત્યનું નથી પણ કોઇ એકના અદા કરવાથી અદા થઇ જશે પણ જો કોઇ પણ અદા નહીં કરશે તો સર્વ ગુનેહગાર થશે. જેમકે જનાઝાની નમાઝ વગેરે ( શામી જી. ૧ લી. )

(૨) **વાજેબ** તે છે જે ઝન્ની (કલપિત) દલીલથી સિધ્ધ થયું હોય એને વગર ઉજરે છોડનાર ફાસિક તથા અઝાબને પત્ર છે પણ તે એવી શરતે કે વગર કોઇ તાવીલે અને શુબહ પડે છેડે ( અને જો કોઈ શુબહથી કે તાવીલથી છોડે તો તે ફાસિક કે અઝાબને પાત્ર નથી ) અને જે એનો નકાર કરે તે પણ ફાસિક છે પણ કાફિર નથી. (શામી જી. ૧ લી. )

(૩) **સુંનત** તે કામ છે કે જેને નબીએ (સલ) અથવા સહાબાએ કેરામે (રદી) કર્યું હોય અને એની બે તરેહ છે, **સુંનતે મોઅક્કદા** અને **સુંનતેગેરમોઅક્કદા**. **સુંનતેમોઅક્કદા** તે છે જેને નબીએ (સલ.) અથવા સહાબાઓએ (રદી.) હમેશ કર્યું હોય અને કોઇ ઉજર વગર કદી છોડ્યુ નહીં હોય પણ છોડનારને કોઇ તરેહની ઝળકી કે તંબીહ કરી ન હોય, અમલ કરવામાં એનો કાયદો વાજેબનો છે એટલે વગર ઉજરે છોડનાર અને તે છોડવાની આદત કરનાર ફાસિક તથા ગુન્હેગાર છે. અને નબી (સલ) ની શફાઅતથી * અભાગ્યો રહેશે. હા, જો કદી

* અને શફાઅતથી તે આમ શફાઅત નથી જે મ્હોટા ગુનેહગારો માટે સામાન્ય રીતે કરવામાં આવશે, બલકે તે શફાઅત મુરાદ છે જે સુંનતની તાબેદારી કરનારાઓ માટે કરવામાં આવશે.

કદાચ છોડે તો કંઇ દોષ નથી પણ વાજેબના છોડવામાં એના છોડવા કરતાં વધુ ગુનેહ છે. (વાજિબને કદીએ છોડે નહી! (સુંનતે ગેરમોઅકકદહ તે છે જેને નબી સાહેબે (સલ.) અથવા સહાબાઓએ (રદી) કર્યું હોય અને વગર કોઇ ઉજરે કદી છોડયું પણ હોય એનો કરનાર સવાબને પાત્ર છે અને છોડનાર અઝાબને પાત્ર નથી. અને એને સુન્નતે ઝાએદહ તથા સુન્નતે આદીયા પણ કહેછે. (શામી જી. ૧ પૃષ્ટ ૧૦૬)

[૪] **મુસતહબ** તે છે જેને નબીએ (સલ) અથવા સહાબાઓએ (રદી) કર્યું હોય પણ હંમેશ તથા ઘણી વખત નહીં, પણ કદી કદી કર્યું હોય એનો કરનાર સવાબનો હકદાર છે અને નહીં કરનાર ઉપર કોઇ તરેહનો ગુનોહ નથી. અને એને ફોકહાઓની સંકેતમાં નફલ, મનદૂબ, અને તતવ્વોઅ પણ કહે છે. (શામી જી. ૧ પૃષ્ટ ૧૦૬)

[૫] **હરામ** તે છે જે ખાત્રી પુર્વક દલીલથી સિદ્ધ થયું હોય એનો નકાર કરનાર કાફિર અને વગર ઉજરે કરનાર ફાસિક તથા અઝાબને લાયક છે. (શામી જી. ૧લી પૃષ્ટ ૯૭)

[૬] **મકરૂહે તાહરીમી** તે છે જે ઝન્ની [ગુમાની]દલીલથી સિધ્ધ થયું હોય, તેનો નકાર કરનાર વાજેબના નકાર કરનારની જેમ ફાસિક છે, અને એને વગર ઉજરે કરનાર ગુનેહગાર તથા અઝાબને લાએક છે. [દુર્રે મુખ્તાર તથા શામી જી. ૫ પૃ. ૩૩૦]

[૭] **મકરૂહે તનઝીહી** તે છે જેને નહીં કરવામાં સવાબ થાય છે પણ કરવામાં અઝાબ થશે નહીં. [શામી જી. ૫ પૃ. ૩૨૯]

[૮] **મોબાહ** તે છે જેના કરવામાં સવાબ છે, અને નહીં કરવામાં અઝાબ નથી. [શામી જી. ૫]

## વોઝુનું વર્ણન

વોઝુ કરનારને જોઇએ કે × વોઝુ કરતી વેળા કિબલાની તરફ મોં કરીને કોઈ ઉંચી જગ્યા ઉપર બેસે કે જેથી છાંટા ઉડી ઉપર પડે નહીં, અને વોઝુ શરૂ કરતી વેળા બિસ્મલ્લાહ કહે. અને સર્વથી પેહેલાં ત્રણવાર પોહોંચા સુધી હાથ ધુવે ફરી ત્રણવાર કોગળો કરે અને દાતણ કરે. જો દાતણ નહીં હોય તો કોઇ જાડા કપડાથી અથવા માત્ર આંગળીથી પોતાના દાંત સાફ કરે, કે સઘળો મેલ જતો રહે. અને જો રોઝદાર નહીં હોય તો ગરગરો કરીને સારી રીતે મોંમાં પાણી પોહોંચાવે અને જો રોઝદાર હોય તો ગરગરો કરે નહીં, કદાપી ગળામાં પાણી ચાલ્યું જાય. ફરી ત્રણવાર નાકમાં પાણી નાખે. અને ડાબા હાથથી નાક સાફ કરે પણ જેનો રોઝો હોય તે જેટલે આઘે નાકમાં નરમ નરમ માંસ છે તેથી ઉપર પાણી લઈ જાય નહીં. ફરી ત્રણ વાર મોં ધુવે માથાના વાળથી તે હડપચીને નીચે સુધી અને આ કાનની લોથી પેલા કાનની લો સુધી સઘળી જગ્યા પાણી વહે. બંને ભવાંની નીચે પણ પાણી પોહોંચી જાય, કે કોઇ જગ્યા સુકી રહે નહીં ફરી ત્રણવાર જમણો હાથ કોણી સુધ્ધાં ધુવે. અને દરેક હાથની આંગળીઓને બીજા હાથની આંગળીઓમાં નાખીને ખિલાલ કરે અને વીટી છલ્લું ચુડી જે કંઈ હાથમાં પેહેરેલું હોય તેને હલાવે કે કેથે સુકું રહે નહીં. ફરી એકવાર સઘળા માથાનો મસહ કરે ફરી કાનનો મસહ કરે. અંદરની તરફ કલેમાની આંગળીથી અને કાનની ઉપરની તરફ અંગુઠાથી મસહ કરે. ફરી આંગળીઓની પીઠની તરફથી ગરદનનો મસહ કરે, પણ ગળાનો મસહ કરે નહીં. આ બુરૂં તથા મનાઈ છે. કાનના મસહ માટે નવું પાણી લેવાની જરૂરત નથી, માથાના મસહથી જે બચેલું

× વોઝુ કરવા પહેલાં દિલમાં ઈરાદો કરે કે "નમાઝ માટે વોઝુ કરૂં છું" વગર નેયતે વોઝુનો સવાબ મળશે નહીં. હા, વોઝુ થઈ જશે.

પાણી હાથમાં લાગેલું છે તેજ બસ છે, અને ત્રણવાર જમણો પગ ઘુંટી સુદ્ધાં ધુવે ફરી ડાબો પગ ઘુંટી સુદ્ધાં ધુવે. અને ડાબા હાથની ટચલી આંગળીથી પગની આંગળીઓનો ખિલાલ કરે: જમણા પગની ટચલીથી શરૂ કરે અને ડાબાની ટચલી ઉપર સમાપ્ત કરે. આ વોઝુ કરવાનો તરીકો છે. એમાંની કેટલીક વસ્તુ એવી છે કે જો તેમાંથી એક પણ છુટી જશે અથવા કાંઇ કમી રહેશે તો વોઝુ થતું નથી જેવી રીતે પ્રથમ વગર વોઝુએ હતી હમણા પણ એવોઝુ રહેશે. એવી ચીજોને ફરઝ કહે છે. અને કેટલીક વાતો એવી છે કે તેના છુટી જવાથી વોઝુ તો થઇ જાય છે, પણ તેના કરવાથી સવાબ મળે છે, અને શરીઅતમાં તેના કરવાની તાકીદ પણ આવેલી છે. જો કોઇ ઘણીવાર છોડી કરશે તો ગુનોહ થશે. એવી ચીજોને સુન્નત કહે છે, અને કેટલીક વસ્તુ એવી છે કે કરવાથી સવાબ મળે છે અને નહીં કરવાથી કંઈ ગુનો થતો નથી અને શરીઅતમાં તેના કરવાની તાકીદ પણ નથી; એવી વાતોને મુસ્તહબ કહે છે.

[ ૧ ] **મસઅલો** વોઝુમાં માત્ર ચાર વસ્તુ ફરજ છે [૧] એકવાર સઘળું મોં ધોવું [૨] એકએકવાર કોણી સુધ્ધાં બંને હાથ ધોવા [૩] એકવાર પા માથાનો મસહ કરવો [૪] એકએકવાર ઘુંટી સુધ્ધાં બંને પગ ધોવા. ફરજ માત્ર આજ છે. એમાંથી જો એક ચીજ પણ રહી જશે અથવા કોઇ જગ્યા વાળ બરાબર સુકી રહેશે તો વોઝુ થશે નહીં. [દુર્રે મુખ્તાર જી. ૧ લી.]

[ ૨ ] **મસઅલો** પ્રથમ પોહોંચા સુધી બંને હાથ ધોવા, બિસ્મિલ્લાહ કહેવી. કોગળો કરવો, નાકમાં પાણી લેવું, દાતણ કરવું, સઘળા માથાનો મસહ કરવો, દરેક અજો [અવ્યવ]ને ત્રણ ત્રણવાર ધોવા, કાનનો મસહ કરવો, હાથ પગની આંગળીઓનો ખિલાલ કરવો. આ સઘળી વાતો સુન્નત છે, આ વગર બીજી જે વાતો છે તે સઘળી મુસ્તુહબ છે. [દુર્રે મુખ્તાર જી. ૧લી]

[ ૩ ] **મસઅલો** જયારે આ ચાર અજો જેનું ધોવું ફરજ છે તે ધોવાય તો વોઝુ થઇ જશે. વોઝુ કરવાનો વિચાર હોય અથવા નહીં હોય જેમકે કોઇ નહાતી વેળા સઘળા બદન ઉપર પાણી રેડે અને વોઝુ કરે નહીં અથવા હોજમાં પડી જાય અથવા વરસાદ વરસતામાં બહાર ઉભો રહે અને વોઝુના આ અવ્યવ ધોવાઈ જાય તો વોઝુ થઇ જશે પણ વોઝુનો સવાબ ઓછો મળશે. [હિદાયા જી. ૧ લી.]

[ ૪ ] **મસઅલો** જેવી રીતે અમે ઉપર બયાન કર્યું તે પ્રમાણેજ વોઝુ કરવું. સુન્નત છે, પણ જો કોઇ ઉલટું વોઝુ કરે કે પ્રથમ પગ ધુવે ફરી મસહ કરે ફરી બંને હાથ ધુવે ફરી મોં ધુવે અથવા બીજી રીતે ઉલટ પુલટ કરીને વોઝુ કરે તો પણ વોઝુ થઇ જાય છે પણ સુન્નત પ્રમાણે વોઝુ થતું નથી અને ગુનોહ થવાનો ડર છે. [1] [ હિદાયા જી. ૧ લી. ]

[ ૫ ] **મસઅલો** એવીજ રીતે જો ડાબો હાથ, ડાબો પગ પ્રથમ ધુવે તો પણ વોઝુ થઈ ગયું પણ મુસ્તહબની વિરૂધ્ધ છે. [હિદાયા જી. ૧ લી.]

[ ૬ ] **મસઅલો** એક અજોને ધોઇને બીજા અજોના ધોવામાં આટલી વાર લગાડે નહીં કે પ્રથમ અજો સુકાઇ જાય, એટલુંજ નહિ પણ તેના સુકવા પહેલા બીજા અજોને ધોઇ નાખે. જો પેહેલો અજો સુકાયો ફરી બીજો અજો ધોયો છે તો એ વોઝુ તો થઇ ગયું પણ આ વાત સુન્નતની વિરૂદ્ધ છે. [દુર્રે મુખ્તાર જી. ૧ લી.]

---

૧ એટલે આવી રીતે કરવાની ટેવ કરી લેવાથી ગુનોહ થશે.

[૭] **મસઅલો** દરેક અવયવને ધોતી વેળા આ પણ સુન્નત છે કે તે પર હાથ પણ ફેરવે કે જેથી કોઇ જગ્યા સુકી રહે નહીં,[1] સર્વ જગ્યા પાણી પોહોંચે [દુર્રે મુખ્તાર જી. ૧ લી.]

[૮] **મસઅલો** વખત આવવાથી પહેલાં વોઝુ, નમાઝનો સામાન અને તયારી કરવી બહેતર અને મુસ્તહબ છે [દુર્રે મુખ્તાર જી. ૧ લી.]

[૯] **મસઅલો** જયાં સુધી કાંઇ લાચારી નહીં હોય પોતે પોતાના હાથથી વોઝુ કરે કોઇ બીજાથી પાણી નખાવે નહીં. અને વોઝુ કરતાં દુન્યાની કોઇ વાતચીત[2] કરે નહીં. એટલુંજ નહીં પણ દરેક અજોને ધોતી વેળા બિસ્મિલ્લાહ અને કલેમો પઢયા કરે, અને પાણી ગમે તેટલું મોટા પ્રમાણમાં કેમ નહીં હોય, જોઇએ દરીઆ કિનારે હેય, તો પણ જરૂરતથી વધુ પાણી ખરચ કરે નહીં, અને પાણીમાં ઘણી કોતાહી પણ કરે નહીં કે સારી રીતે ધોવામાં અડચણ પડે, તેમ કોઈ અજોને ત્રણવારથી વધુ ધુવે નહીં, અને મોં ધોતી વેળા પાણીના છાંટા જોરથી ઉડાડે નહીં. અને ફુંકાર મારીને ઉડાવે નહિં. અને પોતાના મોંને તથા આંખોને જોરથી બંધ કરે નહીં. કારણ કે આ સઘળી વાતો મકરૂહ તથા મના છે. જો આંખ અથવા મ્હોંને જોરથી બંધ કર્યું અને જો આંખ અથવા હોટ ઉપર કાંઇ સુકું રહયું અથવા આંખના ખુણામાં પાણી નહિં પોંહોંચ્યું તો વોજુ થયું નહિં. (મુન્યા પૃષ્ટ ૬)

[૧૦] **મસઅલો.** અંગુઠી, છલ્લુ, ચુડી, કંગણ વગેરે જો ઢીલાં હોય અને હલાવ્યા વગર તેની નીચે પાણી પહોંચી જાય તોએ તેને હલાવવું મુસ્તહબ છે. પણ જો એવા તંગ હોય કે વગર હલાવે તેની નીચે પાણી પહોંચી શકે નહીં એવો ગુમાન હોય તો તેને હલાવી સારી રીતે પાણી પોંહોંચાડવું અગત્યનું તથા વાજેબ છે. નથનો પણ એજ કાયદો છે કે જો વેહ પહોળો હોય તો હલાવવું મુસ્તહબ છે. અને જયારે તંગ હોય કે વગર ફેરવે હલાવે પાણી નહિં પહેચે તો મોં ધોતી વેળા ફેરવી હલાવીને પાણી અંદર પોંહોચાડવું વાજેબ છે. (મુન્યા પૃષ્ટ ૮)

[૧૧] **મસઅલો.** જો કોઇના નખમાં આટો લાગીને સૂકાઇ ગયો અને તેની નીચે પાણી નહીં પહોંચ્યું તો વોજુ થયું નહિં. જયારે યાદ આવે અને આટો જુવે તો આટો કાઢી પાણી નાખે. અને જો પાણી પોંહોચાડવા પહેલાં કોઈ નમાઝ પઢી લીધી હોય તો તેને ફરીથી પઢે. (મુન્યા પૃષ્ટ ૧૩)

[૧૨] **મસઅલો.** જો કોઇએ કપાળ ઉપર લચકાનાતારો (અફસાન) ચુનીઆ હોય અને ઉપર ઉપરથી પાણી વહેવે કે જેથી અફસાન છુટે નહીં તો વોજુ થતું નથી, કપાળનો ગુંદર કાઢી મોં ધોવું જોઇએ.

[૧૩] **મસઅલો.** જયારે વોજુ કરી રહે તો **ઈન્ના અનઝલના**[3] તથા આ દોઆ પઢે, **અલ્લાહુમ્મજઅલની મિનત્તવ્વાબીન વજઅલની મિનલ મોતતહ્હેરીન વજઅલની મિન એબાદેકસ્સાલેહીન વજઅલની મિનલ્લઝીન લાખવફુન અલહિમ વલાહુમ યહજનૂન.** (મુન્યા પૃ. ૯.)

---

૧ વિશેષ કરી શીયાળામાં એનો વધુ ખિયાલ રાખે કારણ કે ટાઢની મોસમમાં ખુશકી વધુ હોય છે.

૨ એટલે નકામી વગર જરૂરની વાતો નહીં કરે જરૂરની વાત કરવામાં વાંધો નથી.

૩ હદીસમાં છે કે જે માણુસ વઝુ કરી ચુકયા પછી "સૂરએ ઈન્ના અનઝલના" પઢે તો તે સિદ્દીકીનમાંથી થશે (કન્ઝુલ ઉમ્માલ) એટલે તેને મોટો સવાબ મળશે.

[૧૪] **મસઅલો.** જ્યારે વોજુ કરી રહે તો બેહતર છે કે બે રકઅત નમાઝ પઢે.[1] આ નમાઝ જે વોઝુ પછી પઢાય છે તેને તહીયતુલ વોઝુ કહે છે હદીસ શરીફમાં એનો ઘણો સવાબ લખાયો છે. (મુન્યા પૃ. ૯)

[૧૫] **મસઅલો.** જો એક વખતમાં વોજુ કર્યું હતું ફરી બીજો વખત આવ્યો અને હજુ વોઝુ તુટ્યું નથી તો આજ વોઝુથી નમાઝ પઢવી દુરૂસ્ત છે. અને જો તાજું વોઝુ કરશે તો ઘણો સવાબ મળે છે. (મુન્યા પૃ. ૯)

[૧૬] **મસઅલો.** જ્યારે એકવાર વોઝુ કર્યું અને હજુ ને તુટ્યું નથી તો જ્યાં સુધી તે વોઝુથી કોઈ ઇબાદત નહીં કરે ત્યાં સુધી બીજું વોઝુ કરવું મકરૂહ તથા મના છે. તો જો નહાતી વખતે કોઈએ વોઝુ કર્યું છે તો તેજ વોઝુથી નમાઝ પઢવી જોઇએ તેના વગર તુટે બીજું વોઝુ કરે નહીં. હા, જો ઓછામાં ઓછી બેજ રકઅત નમાઝ તે વોઝુથી પઢી હશે તો બીજું વોઝુ કરવામાં કશો દોષ નથી, એટલુંજ નથી પણ સવાબ છે. (શામી જી. ૧લી પૃ. ૮૧)

[૧૭] **મસઅલો.** કોઇના હાથ કે પગ ફાટી ગયા. અને તેમાં મોમ રોગન અથવા બીજી કોઈ દવા લગાડી છે અને તેના કાઢવામાં તકલીફ થતી હોય તો તેના કાઢયા વગર ઉપર ઉપરથી પણ પાણી વહેવડાવ્યું તો વોઝુ દુરૂસ્ત છે. (મુન્યા પૃ ૩૮)

[૧૮] **મસઅલો** વોઝુ કરતી વેળા એડી ઉપર અથવા બીજી કોઈ જગ્યા પાણી નહીં પોહોંચ્યું, અને જ્યારે પુરૂં વોઝુ થઇ રહ્યું ત્યારે જણાયું કે ફલાણી જગ્યા સુકી છે. તો ત્યાં માત્ર હાથ ફેરવવો પુરતો નથી, પણ પાણી વહેવું જોઇએ.

[૧૯] **મસઅલો.** જો હાથ પગ વગેરેમાં કોઈ ફોલ્લો છે અથવા કોઇ એવી બીમારી છે કે તેના પર પાણી નાખવાથી નુકસાન થાય છે તો પાણી નહીં નાખે. વોઝુ કરતી વેળા માત્ર ભીંજેલા હાથ ફેરવે, એને મસહ કહે છે. અને જો એ પણ નુકસાન કરે તો હાથ પણ ફેરવે નહીં. તેટલી જગ્યા છોડી દે (મુન્યા પૃ. ૧૮)

[૨૦] **મસઅલો.** જો ઝખમ ઉપર પટ્ટી બાંધી છે અને પટ્ટી ખોલીને ઝખમ ઉપર મસહ કરવથી નુકસાન થાય છે.' અથવા પટ્ટી ખોલવામાં બાંધવામાં ઘણી મહેનત અને દુઃખ થાય છે તો તે પટ્ટી ઉપર મસહ કરવો દુરૂસ્ત છે. પણ જો એવુ નહીં હશે તો પટી ઉપર મસહ કરવો દુરૂસ્ત નથી. પટ્ટી ખોલીને ઝખમ ઉપર મસહ કરવો જોઇએ. (દુર્રે મુખ્તાર જી. ૧ લી).

[૨૧] **મસઅલો.** જો પુરી પટ્ટીને નીચે ઝખમ નથી તો જો પટ્ટી ખોલીને ઝખમને તજીને બીજી સઘળી જગ્યા ધોઇ શકે તો ધોવુ જોઈએ. અને જો પટ્ટી નહીં ખોલી શકે તો સઘળી પટ્ટી પર મસહ કરે, જ્યાં ઝખમ છે ત્યાં પણ અને જ્યાં જખમ નથી ત્યાં પણ. (શામી જી. ૧ લી.)

(૨૨) **મસઅલો.** હાડકું તુટવાથી વાંસની ચીપો મુકીને બાંધે છે તેનો પણ એજ કાયદો છે કે જ્યાં સુધી તે ચીપો અને પટ્ટો નહીં ખોલી શકે ત્યાં સુધી તે પટ્ટા ઉપર હાથ ફેરવી લે. અને ફસની પટ્ટીનો પણ એજ હુકમ છે કે ઝખમની ઉપર મસહ નહીં કરી શકે તો પટ્ટી ખોલીને કપડાની ગાદી ઉપર મસહ કરે અને જો ખોલનાર બાંધનાર નહીં મળે તો પટ્ટી ઉપરજ મસહ કરે. (દુર્રે મુખ્તાર જી. ૧ લી.)

[1] એમાં એ જરૂર શરત છે કે મકરૂહ વખતોમાંનું કોઇ વખત ન હોય.

(૨૩) **મસઅલો.** કામડીઓ તથા પટ્ટીઓ વગેરેમાં બેહેતર આ છે કે સઘળી કામડી ઉપર મસહ કરે અને જો સઘળી ઉપર નહીં કરે અને અડધીથી વધુ ઉપર કરે તો પણ જાએઝ છે. જો માત્ર અડધા ઉપર અથવા અડધીથી ઓછી ઉપર મસહ કરે તો જાએઝ નથી. (દુર્રે મુખ્તાર જી. ૧ લી).

(૨૪) **મસઅલો.** જો કામડીઓ અથવા પટ્ટી ખુલીને પડી જાય અને હજૂ ઝખમ સાજો થયો નથી તો ફરી બાંધે અને તેજ પ્રથમ મસહ બાકી છે, ફરી મસહ કરવાની કશી જરૂરત નથી. પણ જો ઝખમ સાજો થયો છે તો હવે બાંધવાની જરૂરત નથી. અને મસહ તુટી ગયો છે, તેટલી જગ્યા ધોઇને નમાઝ પઢે સઘળું વોઝુ ફેરવવા જરૂર નથી. (હિદાયા જી. ૧લી)

## વોઝુ તોડનાર વસ્તુઓનું વર્ણન.

(૧) **મસઅલો.** પાખાનું પીશાબ અને પાછળથી નીકળેલી હવા, આથી વોઝુ તુટે છે. હા, જો આગલા માર્ગેથી હવા નીકળે, જેમકે બીમારીને લીધે કદી એવું થાય છે તો તેથી વોઝુ તુટતું નથી. અને જો આગળથી અથવા પાછળથી કોઇ કીડો જેવો કે કરમ અથવા કાંકરી વીગેરે નીકળે તો પણ વોઝુ તુટયું. (મુન્યા.)

(૨) **મસઅલો.** જો કોઈને કંઈ ઝખમ હોય તેમાંથી કીડા નીકળે અથવા કાનથી નીકળે અથવા ઝખમથી કંઇ માંસ છુટું પડીને નીકળ્યું અને ખુન તેથી નીકળ્યું નથી તો તેથી વોઝુ નહી તુટયું. (મુન્યા, દુર્રે મુખ્તાર જી. ૧ લી.)

(૩) **મસઅલો.** જો કોઇએ ફસદ લેવડાવી અથવા નસકોરી ફુટી અથવા ચોટ લાગી અને ખુન નીકળ્યું, અથવા ફોલ્લા ફુણસીથી અથવા બદનમાંથી કયેથી ખુન નીકળ્યું. અથવ પરૂ નીકળ્યું તો વોઝુ જતું રહયું. હા, જો ઝખમના મોં પરજ રહે ઝખમના મોંથી આગળ નહીં વધે તો વોઝુ ગયું નથી. જો કોઈને સોઇ ભોંકાઇ અને ખુન નીકળ્યું પણ વહયું નથી તો વોઝુ તુટયું નથી અને જો જરા પણ વહયું હશે તો વોઝુ તુટી ગયું. (મુન્યા)

(૪) **મસઅલો.** જો કોઈએ નાક છણકયું અને તેમાં જમેલી ખુનની ફુટકીઓ નીકળી તો વોઝુ ગયું નથી. પાતલું ખુન નીકળે અને વહે ત્યારેજ વોઝુ તુટે છે. તો જો કોઇએ પોતાના નાકમાં આંગળી નાંખી ફરી જયારે તેને કાઢી તો આંગળીમાં ખુનનો ડાગો જણાયો પણ તે ખુન આટલુંજ છે કે આંગળીમાં તો જરા લાગે છે પણ વેહતું નથી તો એથી વોઝું તુટતું નથી. (મુન્યા અને દુર્રે મુખ્તાર જી. ૧ લી)

(૫) **મસઅલો.** કોઈની આંખમાં કંઈ દાણો ખીલ વગેરે હતો તે તુટી ગયો અથવા તેને તોડયો, અને તેનું પાણી વહીને આંખમાં ફેલાયું પણ આંખની બહાર નીકળ્યું નથી તો તેનુ વોઝુ તુટયું નથી. અને જો આંખની બહાર પાણી નીકળી પડયું તો વોઝુ તુટયું. એવીજ રીતે જો કાનની અંદર ફોલ્લી થઇ અને તુટી ગઇ તો જ્યાં સુધી ખુન કાનની અંદર રહયું છે જયાં ગુસલ કરતાં પાણી પોહોંચાવવું ફરજ નથી ત્યાં સુધી વોજુ નહી તુટયું. અને જયાં પાણી પોહોંચાડવુ ફરજ છે તેવી જગ્યામાં આવે તો વોજુ તુટી જશે. (મુન્યા.)

[૬] **મસઅલો.** કોઇએ પોતાના ફોલ્લાનું અથવા આટણનુ ઉપરનું છલતું કાઢયું અને તેની નીચે ખુન અથવા પીપ દેખાવા લાગ્યું પણ તે ખુન અથવા પીપ પોતાની જગ્યા ઉપર ઠરેલું છે કોઇ તરફ નીકળીને વહ્યું નથી તો વોજુ નહીં તુટયું, અને જો વહ્યું છે તો તો તુટી ગયું, (મુન્યા.)

[૭] **મસઅલો.** કોઇના ફોલ્લામાં મોટો ઘા પડી ગયો તે જ્યાં સુધી ખુન પીપ તે ઘાનાં સૂરાખમાં અંદરજ અંદર છે બહાર બદન ઉપર નહીં આવ્યું ત્યાં સુધી વોઝુ નહીં તુટયું. [ દુરેં મુખ્તાર ]

[૮] **મસઅલો.** જો ફોલ્લો ફુણસીનું ખુન આપથી નહીં નીકળ્યું પણ તેના દબાવવાથી નીકળ્યું છે તો પણ વોજુ તુટશે. જ્યારે કે તે ખુન પોતાની જગ્યાથી વહે [ દુરે મુખ્તાર ]

[૯] **મસઅલો.** કોઇના ઝખમથી જરા જરા ખુન નીકળવા લાગ્યું તેણે તેના ઉપર માટી નાંખી અથવા કપડાથી લુછ્યું ફરી જરા સરખું નીકળ્યું ફરી તેને લુછ્યું એવીજ રીતે કેટલીક વાર કર્યું કે ખુન વહી શકે નહીં તો દિલમાં વિચારે. જો એવું જણાય કે જો નહીં લુછતે તો વહેતે તો વોજુ તુટી જશે. પણ જો એવું હોય કે નહીં લુછાતે તોપણુ નહીં વેહતે તો વોજુ તુટશે નહીં. ( મુન્યા. )

[૧૦] **મસઅલો.** કોઇના થુંકમાં ખુન જણાયું તો જો થુકમાં ખુન ઓછું છે અને થુકનો રંગ સફેદ અથવા પીળાસવાળો છે તો વોઝુ ગયું નથી. અને જો ખુન વધારે અથવા બરાબર છે અને રંગ થુકનો રતાસવાળો છે તો વોઝુ તુટી ગયું. (મુન્યા.)

(૧૧) **મસઅલો.** જો દાંતથી કોઇ વસ્તુ કરડી અને તે વસ્તુ ઉપર ખુનનો ડાગો જણાયો અથવા દાંતમાં ખિલાલ કર્યો અને ખિલાલમાં ખુનનો રતાસ દેખાયો પણ થુકમાં તદન ખુનનો રંગ જણાતો નથી તો વોઝુ તુટયું નથી. (મુન્યા.)

(૧૨) **મસઅલો.** કોઇએ જલો લગાડી અને જલોએ એટલું ખુન પીધું કે જો તેને વચ્ચેથી કાપો તો ખુન વહી પડે તો વોઝુ જતું રહયું. અને જો એટલું પીધું નથી પણ એછું પીધું છે તો વોઝુ તુટયું નથી. અને જો મચ્છર, માખ અથવા માકડે ખુન પીધું છે તો વોઝુ નહીં તુટયું. (શામી જી. ૧ લી.)

(૧૩) **મસઅલો.** કોઇના કાનમાં દરદ થાય છે, અને પાણી નીકળે છે, તો આ પાણી જે કાનથી વહે છે તે નાપાક છે. અગર જો ફોલ્લો કે ફુણસી જણાતી નહીં હોય. અને જ્યારે તે કાના સુરાખથી નીકળી ગુસલમાં જે જગ્યા ધોવી ફરજ છે ત્યાં સુધી નીકળશે તે આ નીકળવાથી વોઝુ તુટશે. એવીજ રીતે દુટીથી પાણી નીકળે અને દરદ પણ થતું હોય તો તેથી પણ વોઝુ તુટશે. એવીજ રીતે જો આંખ દુઃખવા આવી હોય અને ખટકતી હોય તો પાણી વહેવાથી અને આંસુ નીકળવાથી વોઝુ તુટી જશે. અને જો આંખો દુઃખતી ન હોય અને ન તેમાં કંઇ ખટક હોય તો માત્ર આંસુ નીકળવાથી વોઝુ તુટશે નહીં. (દુરેં મુખ્તાર જી. ૧ લી)

(૧૪) **મસઅલો.** જો છાતીથી પાણી નીકળે છે અને દરદ પણ થાય તો તે પણ નાપાક છે તેથી વોઝુ જતું રહેશે. પણ જો દરદ થતું નથી તો નાપાક નથી અને તેથી વોજુ તુટશે નહીં. ( દુરેં મુખ્તાર જી. ૧ લી)

[૧૫] **મસઅલો.** જો ઉલટી થઇ અને તેમા ખાણું પાણી અથવા પીત નીકળે તો જો મોં ભરીને નીકળી છે તો વોજુ તુટયું. અને જો મો ભરીને નહીં હોય તો વોજુ નહીં તુટયું. અને મોં ભરેલું હોય એની આ મતલબ છે કે ઘણી મુશકેલીથી મ્હોમાં રોકાય. અને જો ઉલટીમાં માત્ર બલગમ હોય તો વોજુ જશે નહીં. ગમે તેટલું હોય મોં ભરીને હોય કે નહીં હોય સર્વને એક હુકમ છે. અને જો ઉલટીમાં ખુન પડે અને તે પાતળું અને વહેતું છે તો વોજુ તુટી

જશે. ફરી તે ઓછું હોય કે વધુ હોય મો ભરીને હોય અથવા નહીં હોય. અને જો જમેલું તુકડા તુકડા હોય અને મોં ભરીને હોય તે વોજુ તુટશે. પણ ઓછું હશે તો વોજુ જશે નહીં. (મુન્યા.)

[૧૬] મસઅલો. જો થોડી થોડી કરી અનેકવાર ઉલટી થઇ પણ સઘળી મળીને આટલી છે કે જો એકવાર પડને તો મોં ભરાઇ જને, તો જો થોડી થોડી ઉલટી થતી રહે તેમાં જીવનું બગડવું બરાબર ચાલુ હતું તો વોજુ તુટી ગયું. પણ જો જીવનું બગડવું ચાલુ નહીં રહ્યું એટલુંજ નહીં પણ પહેલીવારનું જીવ મતલાવું થમી ગયું, અને જીવ સારો થયો ફરી બીજીવાર જીવ બગડયો અને થોડી ઉલટી થઇ, ફરી જ્યારે આ મતલી જતી રહી તો ત્રીજીવાર ફરી મતલી શરૂ થઇને ઉલટી થઈ તો વોઝુ તુટશે નહીં. ( મુન્યા. )

(૧૭) મસઅલો. પડયા પડયા આંખ લાગી ગઈ અથવા કોઈ વસ્તુને ટેકીને બેઠાં બેઠાં સુઈ ગઈ અને એવી ગફલત થઇ કે જો તે ટેકો નહીં હતે તો પડી જતે તો વોઝુ જતું રહયું, અને જો નમાઝમાં બેઠાં બેઠાં અથવા ઉભા ઉભા સુઇ જાય તો વોઝુ ગયું નહિ, અને સિજદામાં સુઇ જશે તો વોઝુ તુટી જશે * (શામી જી ૧ લી.)

(૧૮) મસઅલો. જો નમાઝથી બહાર બેઠાં બેઠાં ઉંઘે અને પોતાનું ઢગરૂં એડીથી દબાવી લે અને દીવાર વગેરે કોઇ વસ્તુથી ટેકો લગાડે નહીં તો વોઝુ નહીં તુટયું. (મુન્યા.)

(૧૯) મસઅલો. બેઠેલી હતી ને ઉંઘનો એવો ઝોકો આવ્યો કે પડી ગઇ તો જો પડીને તુરત આંખ ખુલી ગઇ તો વોઝુ નહીં ગયું. અને જો પડયા પછી જરાવાર આંખ ખુલી છે તો વોઝુ જતું રહયું. અને જો બેઠી હતી ને ઉંઘથી હીલતી રહી પડી નહીં તોપણ વોઝુ નહીં ગયું. (દુર્રે મુખ્તાર.)

(૨૦) મસઅલો. જો બેહોશી આવી અથવા ગાંડપણથી અક્લ જતી રહી તો વોઝુ જતું રહયું, અગર જો બેહોશી અને ગાંડપણ થોડીવાર રહયા હોય એવીજ રીતે જો તમાકુ વગેરે કોઈ નિશાની વસ્તુ ખાધી અને એટલી નિશા થઈ કે સારી રીતે ચલાતું નથી અને પગ અહીં તહીં ભમે છે તોપણ વોઝુ જતુ રહયું. (દુર્રે મુખ્તાર જી. ૧ લી.)

(૨૧) મસઅલો. જો નમાઝમાં એવી જોરથી હંસી નીકળી કે તેણીએ પોતે પણ પોતાનો અવાજ સાંભળ્યો તેમ તેની પાસવાળીઓએ પણ સાંભળ્યો જેમ ખળ ખળ હસવામાં સર્વે પાસવાળીઓ સાંભળી લે છે તો એથી વોઝુ તુટી ગયું, અને નમાઝ પણ તુટી ગઈ, અને જો એવી હંસી છે કે પોતાને તો અવાજ આવે પણ પાસેવાળી સાંભળી શકે નહીં જો કે ઘણીજ પાસેવાળીઓ સાંભળી લે તો તેથી નમાઝ તુટશે, વોઝુ તુટશે નહીં. અને જો હંસીમાં માત્ર દાંત ખુલ્યા છે, અવાજ તદન નીકળ્યો નથી, તો ન વોઝુ તુટશે અને ન નમાઝ જશે. હા, જો નાની છોકરી જે જુવાન થઈ નથી તે જોરથી નમાઝમાં હસે અથવા તિલાવતના સિજદામાં મોટી આને હંસી આવે તે વોઝુ જતું નથી. બેશક જેમાં હંસી આવી તે સિજદો તથા તે નમાઝ જતી રહેશે. (મુન્યા.)

[૨૨] મસઅલો. પુરૂષના હાથ લગાડવાથી અથવા એવોજ ખીયાલ કરવાથી જો આગલા માર્ગથી પાણી નીકળે તો વોજુ તુટી જાય છે, અને જોસના કારણથી જે પાણી નીકળે છે. તેને મઝી કહે છે. (દુર્રે મુખ્તાર જી. ૧ લી.)

---

* આ કાયદો સ્ત્રીઓ માટે છે. અને પુરૂષ જો સિજદામાં ઉંઘે તો વોઝુ તુટશે નહીં અને મરદોને સિજદો કરવાનો જેવો હુકમ છે તેવી રીતે સ્ત્રીએ સિજદો કર્યો છે તો વોઝુ નહીં તુટશે. કર્તા

(૨૩) **મસઅલો.** બીમારીના કારણથી રીંટની તરેહ ચીગસદાર પાણી આગળની તરફથી નીકળે છે તો એહતેયાત (બચાવ) આજ કહેવામાં છે કે તે પાણી નાપાક છે અને તેના નીકળવાથી વોઝુ તુટે છે. (હિદાયહ)

(૨૪) **મસઅલો.** પીશાબ અથવા મઝીનું ટીપું સુરાખથી બહાર નીકળ્યું પણ હજુ જે ચામડી ઉપર હોય છે તેની અંદર છે તો પણ વોઝુ તુટયું. વોઝુ તુટવા માટે ચામડીની બહાર નીકળવું અગત્યું નથી÷

(૨૫) **મસઅલો.** પુરૂષની પીશાબની જગ્યા જયારે સ્ત્રીની પીશાબની જગ્યાને લાગી જાય અને કપડું વગેરે કંઇ વચમાં આડ નહીં હોય તો વોઝુ તુટી જાય છે. એવીજ રીતે બે સ્ત્રીઓ પોતપોતાની પીશાબની જગ્યા મેળવે તોપણ વોઝુ તુટી જાય છે; પરંતુ આ કાર્ય ઘણું બુરૂં અને ગુનાહનું છે અને તરેહથી પાણી કંઇ નીકળે અથવા નહીં નીકળે એકજ કાયદો છે. (શામી જી. ૧ લી.)

(૨૬) **મસઅલો.** વોઝુ પછી નખ કપાવ્યા અથવા ઝખમ ઉપરની મુરદાર ખાલ કાઢી નાખી તો વોઝુમાં કશી નુકસાની આવી નથી. વોઝુ ફરી કરવાની જરૂરત નથી, અને તેટલી જગ્યા ફરી બીગરવાનો હુકમ નથી. (મુન્યા અને દુરેં મુખ્તાર જી. ૧ લી.)

(૨૭) **મસઅલો.** વોઝુ પછી કોઇની નગનતા (સતર) જોઇ, અથવા પોતાનું સતર ખુલી ગયું, અથવા નાગી થઇને નહાઇ અને નાગી અવસ્થામાં વોઝુ કર્યું તો તેનું વોઝુ દુરસ્ત છે. ફરી વોઝુને દોરવવાની જરૂરત નથી. હા, વગર લાચારીએ કોઇનું સતર જોવું અથવા દેખાડવું ગુનાહની વાત છે. (શામી જી. ૧ લી.)

(૨૮) **મસઅલો.** જે વસ્તુના નીકળવાથી વોઝુ તુટે છે તે વસ્તુ નાપાક છે, અને જેથી વોઝુ તુટતું નથી તે નાપાક પણ નથી. તો જો જરા સરખું ખુન નીકળ્યું અને ઝખમના માથાથી વહ્યું નથી, અથવા જરા સરખી ઉલટી થઇ મોં ભરીને નહીં થઇ અને તેમાં ખાવું અથવા પાણી અથવા પિત અથવા બંધાએલું લોહી નીકળ્યું, તો આ ખુન તથા આ ઉલટી નાપાક નથી, જો કપડાંને અથવા બદનને લાગશે તો તેનું ધોવું વાજેબ નથી, અને જો મોં ભરીને ઉલટી અને ખુન ઝખમથી વહયું તો તે નાપાક છે તેનું ધોવું વાજેબ છે. અને જો અટલી ઉલટી કરીને પ્યાલા અથવા કળસીયાને મોં લગાડીને કોગળા માટે પાણી લીધું તો તે વાસણ નાપાક થશે, માટે ખોબલીમાં પાણી લેવું જોઇએ. (શામી જી. ૧ લી.)

(૨૯) **મસઅલો.** નાનું બાળક જે દુધ પાછું કાઢે છે તેનો પણ આજ હુકમ છે કે જો તે મોં ભરીને નહીં હશે તો નાપાક નથી. અને જયારે મોં ભરીને હશે તો નાપાક છે, જો તેને વગર ધુવે નમાઝ પઢશે તો નમાઝ થશે નહીં. (દુરેં મુખ્તાર જી. ૧ લી.)

(૩૦) **મસઅલો.** જો વોઝુ કરેલું યાદ છે પણ તે પછી તુટવું સારી રીત યાદ નથી, કે તુટયું છે. અથવા નહીં તુટયું તો તેનું વોઝુ બચેલું ગણાશે તેથી નમાઝ દુરસ્ત છે પણ ફરીથી વોઝુ કરવું બેહતર છે. (દુરેં મુખ્તાર જી. ૧ લી.)

---

÷ એવીજ રીતે જે પુરૂષની ખતના નહીં થઇ હોય તેને ટીપું નીકળ્યું પણ કુલફો કહેતા સુંનતની ચામડીમાં રહે બહાર નીકળે નહીં તો એ વોઝુ તુટે છે. ગુ. મો.

(૩૧) **મસઅલો.** જેને વોઝુ કરતાં શક ઉત્પન્ન થયો કે ફલાણો અજો (અવયવ) ધોયો અથવા નહીં, તો તે અજો ફરી ધોવો જોઇએ. અને જો વોઝુ કર્યા પછી શકક થયો તો કંઈ પરવા કરવાની નથી, વોઝુ થઇ ગયું. બેશકક જો ખાતરી થઈ જાય કે ફલાણું કામ રહી ગયું છે તો તેને કરી લે. (દુર્રે મુખ્તાર જી. ૧ લી.)

(૩૨) **મસઅલો.** વગર વોઝુએ કુરઆન મજીદને હાથ અડકવો દુરૂસ્ત નથી. હા, જો એવા કપડા વડે પકડે જે બદનથી જુદુ હોય ત્યારે દુરૂસ્ત છે. ઓઢણી અથવા કુરતાના છેડાથી જયારે કે તેને પહેરેલી હોય પકડવું દુરૂસ્ત નથી. હા, જો ઉતારેલા હોય તો તેના વડે પકડવું દુરૂસ્ત છે. અને મોંએ પઢવું દુરૂસ્ત છે. અને જો કુરઆન શરીફ ખુલ્લું રાખેલું છે તેને જોઇ જોઈને પઢયું, પણ હાથ લગાડીયો નથી તો એ પણ દુરૂસ્ત છે. એવીજ રીતે વગર વોઝુએ તાવીજમાં કે રકાબીમાં કુરઆનની આયાત લખી હોય તેને પકડવું પણ દુરૂસ્ત નથી. સારી રીતે યાદ રાખો. (દુર્રે મુખ્તાર જી. ૧ લી.)

## ગુસલનું વર્ણન.

(૧) **મસઅલો.** ગુસલ કરનારને જોઇએ * કે પ્રથમ પહોંચા સુધી હાથ ધુવે, ફરી ઇસ્તિનજાની જગ્યા ધુવે, હાથ અને ઇસ્તિન્જાની જગ્યા ઉપર નજાસત હોય તોએ અને નહીં હોય તોએ દરેક હાલતમાં બંનેને ધોવું જોઇએ. ફરી જયાં જયાં બદન ઉપર નજાસત લાગી હોય પ્રથમ તેને પવિત્ર કરે ફરી વોઝુ કરે; જો કોઇ ચોકી અથવા પત્થર ઉપર ગુસલ કરે છે તો વોઝુ કરતી વેળા પગ ધુવે, અને જો એવી જગ્યા છે કે પગ ખરડાઈ જશે અને ગુસલ પછી પાછા ધોવા પડશે માટે સઘળું વોઝુ કરે પણ પગ ધુવે નહીં. ફરી વોઝુ પછી પોતાના માથાના ઉપર ત્રણવાર પાણી નાખે. ફરી ત્રણવાર જમણા ખભા ઉપર ફરી ત્રણવાર ડાબા ખભા ઉપર પાણી નાંખે. એવી રીતે કે સઘળા બદન ઉપર પાણી વહે. ફરી તે જગ્યાથી ઉઠીને પવિત્ર જગ્યામાં આવે અને પગ ધુવે અને જો વોઝુ વખત પગ ધોયા હોય તો હવે ધોવાની હાજત નથી. (દુર્રે મુખ્તાર જી. ૧ લી.)

(૨) **મસઅલો.** પ્રથમ સઘળા બદન ઉપર સારી રીતે હાથ ફેરવે અને તેની સાથે પાણી રેડે કે જેથી સઘળી જગ્યાએ સારી રીતે પાણી પોહોંચી જાય કેથે સુકું રહે નહીં. (મુન્યા.)

(૩) **મસઅલો.** ગુસલનો જે તરીકો હમે વર્ણવ્યો તે સુનંત પ્રમાણે છે. એમાંથી કેટલીક ચીજો ફરજ છે કે તેના વગર ગુસલ થતું નથી માણસ નાપાક રહે છે, અને કેટલીક ચીજો સુનંત છે. તેના કરવાથી સવાબ મળે છે, અને નહીં કરે તોએ ગુસલ થઇ જાય છે. ફરઝ માત્ર ત્રણ ચીજ છે. ( ૧ ) આવી રીતે કોગળો કરવો કે સઘળા મોમાં પાણી પોહોંચી જાય. ( ૨ ) નાકમાં પાણી નાખવું જયાં સુધી નાક નરમ છે, અને ( ૩ ) સઘળા બદન ઉપર પાણી પોહોંચાડવું. ( હિદાયા )

(૪) **મસઅલો.** ગુસલ કરતી વેળા કિબલાની તરફ કરે નહીં મ્હો. અને પાણી ઘણું ઢોળે નહીં. અને ઓછું પણ રેડે નહીં કે સારી રીતે ગુસલ નહીં થાય અને એવી જગ્યા ગુસલ કરે કે તેણીને કોઇ જુવે નહીં. અને ગુસલ કરતી વેળા વાતો કરે નહીં. અને ગુસલ પછી કોઇ કપડાથી પોતાનું બદન લુછી નાખે અને બદન ઢાકવામાં ઘણી જલદી કરે તે એટલા સુધી

* ગુસલ કરવા પહેલાં ગુસલ કરવાનો ઈરાદો પણ કરી લે કે હું પાક થવા માટે ગુસલ કરૂં છું વગર ઇરાદે ગુસલનો સવાબ મળશે નહી જો કે ગુસલ થઇ જશે.

કે જો વોઝુ કરતી વેળા પગ ધોયા નહીં હોય તો ગુસલની જગ્યાથી હઠીને પ્રથમ બદન ઢાંકે ફરી બને પગ ધુવે. (મુન્યા.)

(૫) **મસઅલો.** જો એકાંતમાં નહાતી હોય જયાં કોઇ જોઈ શકે નહીં તો નાગા થઇને નહાવું પણ દુરસ્ત છે. જોઇએ ઉભી રહીને નહાય અથવા બેસીને. અને જોઇએ ગુસલખાનની છત ઉપરથી બંધ હોય અથવા નહીં હોય પણ બેસીને નહાવું ઘણું સારૂં છે, કેમકે એમાં પરદો વધારે છે. અને નાફથી લઇને ઘુંટણની નીચે સુધી બીજી સ્ત્રીની આગળ પણ બદન ખોલવું ગુનોહ છે. ઘણી સ્ત્રીઓ બીજીને સામે તદન નાગી થઇને નહાય છે. એ ઘણું બુરૂં તથા લાજ રહિત કામ છે. (મુન્યા, શામી જી. ૧ લી.)

(૬) **મસઅલો.** જયારે સઘળા બદન ઉપર પાણી પડી જાય, કોગળો કરી લે અને નાકમાં પાણી નાખી લે તો ગુસલ થઇ જશે જોઇએ ગુસલ કરવાનો વિચાર હોય અથવા નહીં હોય. તો જો વરસાદ વરસવામાં ઠંડક મેળવવાની મતલબથી ઉભી થઈ ગઇ અથવા હોજ વગેરેમાં પડી ગઇ અને સઘળું બદન ભીંજી ગયું અને કોગળો પણ કર્યો અને નાકમાં પાણી પણ લીધું તો ગુસલ થઇ ગયું એવીજ રીતે ગુસલ કરતી વેળા કલેમો * પઢવો અથવા પઢીને પાણી ઉપર દમ કરવો પણ જરૂર નથી. જોઈએ કલેમો પઢે અથવા નહીં પઢે દરેક હાલતમાં માણસ પાક થાય છે એટલુંજ નહીં પણ નહાતી વેળા કલિમો અથવા બીજી કોઇ દુઆ નહીં પઢવી બેહતર છે તે વેળા કંઇ નહીં પઢે. (મુન્યા.)

(૭) **મસઅલો.** જો સઘળા બદનમાં વાળ બરાબર પણ કોઈ જગ્યા સૂકી રહેશે તો ગુસલ થશે નહીં. એવીજ રીતે જો ગુસલ કરતી વેળા કોગળો કરવો ભૂલી ગઇ અથવા નાકમાં પાણી નહીં લીધું તો પણ ગુસલ થયું નહી. (મુન્યા)

(૮) **મસઅલો.** જો ગુસલ પછી યાદ આવે કે ફલાણી જગ્યા સુકી રહી ગઇ હતી તો ફરીથી નાહવું વાજેબ નથી પણ જયાં સૂકું રહયું હતું તેને ધુવે. પણ માત્ર હાથ ફેરવવો બસ નથી. થોડું પાણી લઇને તે જગ્યા રેડે અને જો કોગળો કરવો ભૂલી ગઈ હોય તો હવે કોગળો કરે. જો નાકમાં પાણી નહીં નાંખ્યું હોય તો હવે નાખે. મતલબ કે જે ચીજ રહી ગઇ હોય હવે તેને કરી લે. નવેસરથી ગુસલ કરવાની જરૂરત નથી. (મુન્યા)

(૯) **મસઅલો.** જો કોઇ બીમારીને લીધે માથા પર પાણી નાંખવું નુકસાન કરે અને માથું છોડીને સઘળુ બદન ધુવે તો પણ ગુસલ દુરસ્ત થયું, પણ જયારે સાજી થશે તો હવે માથું ધુવે ફરીથી નાહવાની જરૂરત નથી. (દુર્રે મુખ્તાર)

(૧૦) **મસઅલો.** પીશાબની જગ્યા આગલની ચામડીની અંદર પાણી પોહોંચાવવું ફરજ છે, જો પાણી નહીં પોહોંચશે તો ગુસલ થશે નહીં. ×

---

* બલકે એવા વખતે કલિમો પઢવો અથવા કલીમો પઢી પાણી ઉપર દમ કરવું અને એ ખાસ વખતમાં એને સવાબ સમજવું બિદઅત છે.

× આ હુકમ માત્ર સ્ત્રીઓ માટે છે અને જો પુરૂષના મોટા વાળ હોય અને ચોટલી વાલેલી હોય તો પુરૂષને માફ નથી બલ્કે તેને ખોલી સઘળા વાળ ભીંજવવું ફરજ છે.

[૧૧] **મસઅલો.** જો માથાના વાળ ગુંથેલા નહીં હોય તો સઘળા વાળ ભીજવવા અને સઘળી જડોમાં પાણી પહોંચાડવું ફરજ છે. એક વાળ પણ સુકું રહેશે અથવા એક વાળની જડમાં પાણી નહીં પોહોંચશે તો ગુસલ થશે નહીં, પણ જો વાળ ગુંથેલા હશે તો વાળોનું ભીજવવું માફ છે. * બેશક સઘળી જડોમાં પાણી પહોંચાડવું ફરજ છે. એક જડ પણ સુકી રહેવા પામે નહીં, અને જો વગર ખોલે સઘળી જડોમાં પાણી નહીં પોહોંચી શકે તો ખોલે અને વાળોને પણ ભીંજવે. [મુન્યા.]

[૧૨] **મસઅલો.** નથ, બાલુરી, અંગુઠી અને છલ્લાઓને સારી રીતે હલાવે કે પાણી સુરાખમાં પોહોંચી જાય. અને જો બાલુરી નહીં પેહેરી હોય તો પણ ધ્યાન રાખીને સુરાખોમાં પાણી પોહોંચાડે એવું થાય નહીં કે પાણી પોહોંચાડે નહીં, અને ગુસલ સહી થાય નહીં. હા, જો અંગુઠી છલ્લા ઢીલાં હોય કે વગર હલાવે પણ પાણી પોહોંચી જશે તો હલાવવું વાજેબ નથી, પણ હલાવવું હમણા પણ મુસ્તહબ છે. [દુર્રે મુખ્તાર જી. ૧ લી.]

[૧૩] **મસઅલો.** જો નખમાં આટો લાગીને સુકાઈ ગયો અને તેની નીચે પાણી નહીં પોહોંચ્યું તો ગુસલ થયું નહીં. જ્યારે યાદ આવે અને આટો જુએ તો આટો કાઢી પાણી નાખે અને જો પાણી પોહોંચાડવા પેહેલાં કોઈ નમાઝ પઢી હોય તો તેને ફરી પઢે. [મુન્યા.]

[૧૪] **મસઅલો.** જો હાથ પગ ફાટી ગયા અને તેમાં મોમ રોગન અથવા બીજી કોઈ દવા ભરી તો તેના ઉપરથી પાણી વહાવવું દુરસ્ત છે. [મુન્યા.]

(૧૫) **મસઅલો.** કાન અને દુંટીમાં પણ ધ્યાન રાખીને પાણી પોહોંચાડવું જોઈએ. પાણી નહીં પોહોંચશે તો ગુસલ થશે નહિ. (દુર્રે મુખ્તાર)

(૧૬) **મસઅલો.** જો નહાતી વેળા કોગળો નહીં કર્યો પણ સારી રીતે મ્હોં ભરીને પાણી પીધું કે સઘળા મ્હોંમાં પાણી પોહોંચ્યું તો પણ ગુસલ થઈ ગયું. કારણ કે મતલબ તો સઘળા મ્હોંમાં પાણી પોહોંચી જવાની છે, કોગળો કરે અથવા નહીં કરે. હા, જો એવી રીતે પાણી પીધું કે સઘળા મ્હોંમાં પાણી પહોચ્યું નહિં, તો આ પીવું પુરતું નથી. કોગળો કરવો જોઈએ. (મુન્યા.)

[૧૭] **મસઅલો.** જો વાળોમાં અથવા હાથ પગમાં તેલ લાગેલું છે જેથી બદન ઉપર પાણી સારી રીતે ઠરતું નથી, પણ પડતાંજ સરી જાય છે, તો તેની કશી હરકત નથી, જ્યારે સઘળા બદન ઉપર અને સઘળા માથાપર પાણી નાંખ્યું તો ગુસલ થઈ ગયું. (દુર્રે મુખ્તાર.)

[૧૮] **મસઅલો.** જો દાંતની વચ્ચે સોપારીની ટુકડી અટકી રહી તો તેને ખિલાલ કરીને કાઢે. જો તેના કારણથી દાંતોની વચ્ચે પાણી નહીં પોહોંચશે તો ગુસલ થશે નહીં. [મુન્યા]

[૧૯] **મસઅલો.** માથા ઉપર અફશાન લગાડી છે અથવા વાળોમાં એટલો ગુંદર લગાડયો છે કે સારી રીતે વાળ ભીંગતા નથી, તો ગુંદરને સારી રીતે છોડવે અને અફશાનને ધોઇ નાંખે. જો ગુંદરની નીચે પાણી નહીં પહોંચશે અને ઉપર ઉપરથી વહી જશે તો ગુસલ થશે નહીં. [મુન્યા.]

[૨૦] **મસઅલો.** જો મિસ્સીનો થર જમેલો છે તો તેને છોડાવીને કોગળો કરે, નહીં તો ગુસલ થશે નહીં. [મુન્યા.]

---

*** આ હુકમ માત્ર સ્ત્રીઓ માટે છે અને જો પુરૂષના મોટા વાળ હોય અને ચોટલા વાળેલા હોય તો પુરૂષને માફ નથી બલકે તેને ખોલી સઘળાં વાળ ભીંજવવું ફરજ છે.**

[૨૧] **મસઅલો.** કોઇની આંખો દુઃખે છે જેથી તેની આંખોમાંથી ભેચડ ઘણો નીકળ્યો અને તે એવો સુકાયો કે જો તેને નહીં છોડવશે તો તેની નીચે આંખના ખુણામાં પાણી પહોંચશે નહીં તો તેને છોડવવું વાજેબ છે, તેના છોડવવા વગર ન વોઝુ દુરસ્ત છે અને ન ગુસલ. [ મુન્યા. ]

## જે વસ્તુઓથી ગુસલ વાજેબ થાય છે તેનું વર્ણન.

[૧] **મસઅલો.** ઉંઘમાં અથવા જાગતામાં જયારે જુવાનીના જોશની સાથે મની નીકળી પડે તો ગુસલ વાજેબ થાય છે, જોઈએ પુરૂષના હાથ લગાડવાથી નીકળે અથવા માત્ર ખિયાલ અને ધ્યાન કરવાથી નીકળે અથવા બીજી કાંઇ રીતથી નીકળે, દરેક હાલતમાં ગુસલ વાજેબ છે. [ મુન્યા. ]

[૨] **મસઅલો.** જો આંખ ખુલી અને કપડા અથવા બદન ઉપર મની લાગેલી જોઇ ત્યારે પણ ગુસલ કરવું વાજેબ છે. ફરી ઉંઘમાં કંઇ સ્વપ્નું જોયું હોય અથવા નહીં જોયું હોય. [ મુન્યા. ]

**ચેતવણી.** જુવાનીના જોશની વખતે શરૂ શરૂમાં જે પાણી નીકળે છે, અને તેના નીકળવાથી જોશ વધે છે, ઓછો થતો નથી તેને મઝી કહે છે, અને ઘણી મઝા આવીને જયારે જીવ ભરાઇ જાય છે તે વેળા જે નીકળે છે તેને મની કહે છે. અને બંનેની ઓળખ આ છે કે મની નીકળ્યા પછી જીવ ભરાઇ જાય છે અને જોશ ઠંડા પડે છે, અને મઝી નીકળવાથી જોશ ઓછો થતો નથી, એટલુંજ નહીં પણ વધે છે. અને મઝી પાતળી હોય છે અને મની જાડી હોય છે, તો માત્ર મઝી નીકળવાથી ગુસલ વાજેબ થતું નથી. બેશક વોઝુ તુટે છે.

[૩] **મસઅલો.** જયારે પુરૂષની પીશાબની જગ્યાની સોપારી અંદર જાય અને છુપી જાય તો ગુસલ વાજેબ થાય છે, ફરી મની નીકળે અથવા નહીં નીકળે. મરદની સોપારી આગલા માગમાં ગઇ હોય તો પણ ગુસલ વાજેબ થાય છે, ફરી કંઇ પણ નીકળ્યું નહીં હોય અને પાછળને માર્ગે ગઇ હોય તો પણ ગુસલ વાજેબ થાય છે. પણ પાછલા માગમાં કરવું અથવા કરાવવું મોટો ગુનોહ છે. [મુન્યા.]

[૪] **મસઅલો.** જે ખુન દર મહિને આગલા માર્ગથી આવ્યા કરે છે તેને હૈઝ કહે છે, જયારે આ ખુન બંધ પડે તો ગુસલ કરવું વાજેબ છે, અને જે ખુન બાળકના જન્મ્યા પછી આવે છે તેને નિફાસ કહે છે એના બંધ થવાથી પણ ગુસલ વાજેબ થાય છે. સારાંશ આ છે કે ચાર વસ્તુથી ગુસલ વાજેબ થાય છે. [૧] જોશની સાથે મની નીકળવી [ ૨ ] પુરૂષની સોપારીનું અંદર જવું [૩] હૈઝ અને [૪] નિફાસનું ખુન બંધ પડવું. [મુન્યા.]

[૫] **મસઅલા.** નાની છોકરી જે હજુ જુવાન થઇ નથી તેથી કોઈએ સોહબત કરી તો તેણી ઉપર ગુસલ વાજેબ નથી, પણ આદત પાડવાને માટે તેણીને ગુસલ કરાવવું જોઇએ. [ મુન્યા. ]

(૬) **મસઅલો.** ઉંઘમાં પુરૂષની પાસે રહેવાનું તથા સોહબત કરાવવાનું સ્વપ્નું જોયું અને મઝા પણ આવી, છતાં જયારે આંખ ખુલી તો જોયું કે મની નીકળી નથી તો તેણી ઉપર ગુસલ વાજેબ નથી. હા, જો મની નીકળી પડી હોય તો ગુસલ વાજેબ છે, અને જો કપડા અથવા બદન ઉપર કંઈ ભીનાશ જણાય પણ ધ્યાનમાં આવ્યું કે આ મઝી છે મની નથી તોએ ગુસલ કરવું વાજેબ છે. (મુન્યા.)

(૭) **મસઅલો.** જો થોડીક મની નીકળી અને ગુસલ કરી લીધું ફરી નહાયા પછી બીજી મની * નીકળી આવી તો ફરી નહાવું વાજેબ છે, અને જો નહાયા પછી સ્ત્રીમાં જે મની પુરૂષની × હતી તે નીકળી તો ગુસલ દુરસ્ત થયું ફરી નહાવું વાજેબ નથી. (મુન્યા.)

(૮) **મસઅલો.** બીમારીના લીધે અથવા બીજા કોઇ કારણે આપોઆપ મની નીકળી આવી પણ જોશ કે ઇચ્છા કંઇ નહોતી તો પણ ગુસલ વાજેબ નથી. હા, વોઝુ તુટી જશે. (મુન્યા.)

(૯) **મસઅલો.** ધણીધણિયાણી બંને એક પલંગ ઉપર સૂતેલા હતા, જયારે ઉઠયાં તો પીછોડી ઉપર મનીનો ડાઘો પડેલો જોયો. અને ઉંઘમાં સ્વપ્નું જોવું ન તો પુરૂષને યાદ છે અને ન સ્ત્રીને તો એહતેયાત (બચાવ) એમાજ છે કે બંને નહાય, કારણ કે આ કોની મની છે એ જણાયું નથી. (મુન્યા.)

(૧૦) **મસઅલો.** જયારે કોઇ કાફિર મુસલમાન થાય તો તેને ગુસલ કરવું મુસ્તહબ છે.+ (મુન્યા.)

[૧૧] **મસઅલો.** જો કોઇ મુરદાને ન્હવડાવે તો ન્હવાડવા પછી ગુસલ કરી લેવું મુસ્તહબ છે. [દુર્રે મુખ્તાર.]

[૧૨] **મસઅલો** જેને નહાવું વાજેબ છે તે જો નહાવા પહેલાં કંઇ ખાવા પીવા ચાહે તો પ્રથમ પોતાના મ્હોં હાથ ધુવે, અને કોગળો કરી ફરી ખાએ અને પીએ. અને વગર હાથ મ્હોં ધુવે ખાસે પીશે તો એ કંઇ ગુનોહ નથી. (મુન્યા.)

[૧૩] **મસઅલો.** જેને નાહવાની હાજત હોય તેને કલામે મજીદ [કુરઆન]નું અડકવું તથા તેને પઢવું તથા મસજીદમાં જવું દુરસ્ત નથી. અને અલ્લાહ તઆલાનું નામ લેવું અને કલેમો પઢવો અને દુરૂદ શરીફ પઢવું દુરસ્ત છે. અને આ તરેહના મસઅલા ઇનશાઅલ્લાહો તઆલા હેઝના અધ્યાયમાં સારી રીતે બયાન કરીશું. ત્યાં જોવું જોઈએ. [મુન્યા.]

[૧૪] **મસઅલો.** તફસીરની કિતાબોને વગર નહાયે અને વગર વોઝુએ અડકવી મકરૂહ છે, અને તરજુમાવાળા કુરઆનને અડકવું તદન હરામ છે. (મુન્યા.)

## કયા પાણીથી વોઝુ કરવું અને ન્હાવું દુરસ્ત છે અને કયા પાણીથી દુરસ્ત નથી.

[૧] **મસઅલો.** આસમાનથી વરસેલું પાણી, નદી, નાલા, ચશમા, કુવા, તળાવ અને દરીયાના પાણીથી વોઝુ અને ગુસલ કરવું દુરસ્ત છે ફરી તે મીઠું પાણી હોય કે ખારૂં હોય. (દુર્રે મુખ્તાર.)

[૨] **મસઅલો.** કોઇ ફળ કે ઝાડ કે પાંદડાનાં નીચોવેલા પાણીથી વોઝુ કરવું દુરસ્ત નથી એવીજ રીતે જે પાણી તરબુજથી નીકળે છે તેથી તથા શેરડી વગેરેના રસથી વોઝુ અથવા ગુસલ દુરસ્ત નથી. (દુર્રે મુખ્તાર.)

* આ હુકમ ત્યારે છે કે જયારે તે મની સુવા પહેલાં અને પેશાબ કરવા પહેલાં અને ચાલીશ કદમ અથવા વધુ ચાલવા પહેલાં નીકળે.

× આ હુકમ ત્યારે છે કે જયારે પુરૂષની મની હોવાની કોઈ નિશાની માલમ પડે નહીં તો ગુસલ વાજિબ થશે.

+ માત્ર ઇસ્લામ કબુલ કરવા અર્થે ગુસલ કરી લેવું મુસ્તહબ છે; પરંતુ જો કોઈ કાર્ય ગુસલ વાજિબ જવાનો મોજુદ હોય જેમકે જિનાબતનું અથવા હેઝ કે નિફાસનું ગુસલ માથે હોય અને મુસલમાન થવા પહેલાં ગુસલ કર્યું ન હોય અથવા ગુસલ તો કીધેલું પણ જેવી રીતે શરીઅતમાં માતબર છે એવી રીતે કર્યું ન હતું તો તેના ઉપર ગુસલ વાજિબ છે.

[૩] **મસઅલો.** જે પાણીમાં કોઈ બીજી વસ્તુ મળી ગઈ અથવા પાણીમાં કોઈ વસ્તુ પાકવી અને એવું થયું કે હવે વાતચીતમાં તેને પાણી કહેતા નથી, પણ તેનું બીજું નામ થતું હોય તો તેથી વોઝુ ગુસલ દુરસ્ત નથી. જેમકે શરબત, શીરો, સેરવો, સરકો, ગુલાબ, ગાવઝુબાનનું અરક વગેરે. એથી વોઝુ દુરસ્ત નથી. [દુર્રે મુખ્તાર.]

[૪] **મસઅલો.** જે પાણીમાં કોઈ પાક વસ્તુ પડી અને પાણીનો રંગ અથવા મઝા અથવા બોમાં કંઈ ફરક આવ્યો પણ તે વસ્તુ પાણીમાં પકવી નથી તેમ પાણીના પાતળા થવામાં કંઈ ફરક આવ્યો નથી, દાખલા તરીકે વહેતા પાણીમાં રેત મળી અથવા પાણીમાં ઝાફરાન પડયું અને તેનો હલકો જેવો રંગ ફરયો અથવા સાબુ પડયો. એવી તરેહની બીજી કોઈ વસ્તુ પડી તો આ સઘળી સુરતોમાં વોઝુ અને ગુસલ દુરસ્ત છે. [દુર્રે મુખ્તાર.]

[૫] **મસઅલો.** જો કોઈ વસ્તુને પાણીમાં નાંખીને પાકવી જેથી રંગ મઝા વગેરે બદલાયાં તો તે પાણીથી વોઝુ દુરસ્ત નથી. હા; જો એવી વસ્તુ પકવી જેથી મેલ કુચેલ સારી રીતે સાફ થાય છે અને તેના પાકવાથી પાણી જાડું થયું નહીં હોય તો તેથી વોઝુ દુરસ્ત છે. જેમકે મુડદું નહવડાવવા માટે બોરડીનાં પાદડાં પાકે છે તો તેમાં કશી હરકત નથી. હા, જો એટલા બધા નાંખે કે પાણી જાડું થાય તો તેથી વોઝુ ગુસલ દુરસ્ત નથી [દુર્રે મુખ્તાર.]

[૬] **મસઅલો.** કાપડું રંગવા માટે ઝાફરાન, થોળી અથવા કીશનો રંગ ઘોળ્યો તો વોઝુ દુરસ્ત નથી [દુર્રે મુખ્તાર]

[૭] **મસઅલો.** જો પાણીમાં દુધ મળી ગયું તો જો દુધનો રંગ સારી રીતે પાણીમાં આવી ગયો છે તો વોઝુ દુરસ્ત નથી અને જો દુધ ઘણુંજ થોડું હતું જેથી રંગ આવ્યો નથી તો વોઝુ દુરસ્ત છે. (દુર્રે મુખ્તાર.)

[૮] **મસઅલો** જંગલમાં કેથે થોડું પાણી મળ્યું જ્યાં સુધી તેના નાપાક થવાનું યકીન નહીં થાય ત્યાંસુધી તેથી વોઝુ કરે-માત્ર આ વહેમથી વોઝુ છોડે નહીં કે કદાપી નાપાક હશે, જો તેના હોવા છતાં તયમ્મુમ કરશે તો તયમ્મોમ થશે નહી. (ઇનાયા.)

[૯] **મસઅલો** કોઈ કુવા વગેરેમાં ઝાડનાં પાંદડાં પડયાં અને પાણીમાં બદબો આવવા લાગી અને રંગ તથા મઝા પણ બદલાઈ ગયા તો પણ તેથી વોઝુ દુરસ્ત છે જ્યાં સુધી કે તેવીજ તરેહ પાણી પાતળું રહે. (દુર્રે મુખ્તાર.)

[૧૦] **મસઅલો.** જે પાણીમાં નજાસત પડે તેથી વોઝુ ગુસલ દુરસ્ત નથી, ફરી તે નાપાકી થોડી હોય અથવા ઘણી હોય. હા, જો વહેતું પાણી હોય તો તે નજાસત પડવાથી નાપાક થશે નહીં. જ્યાંસુધી તેનો રંગ કે મઝા કે બોમાં ફરક પડે નહી. અને જ્યારે નજાસતના કારણથી રંગ અથવા મઝા બદલાઈ ગઇ અથવા બો આવવા લાગી તો વહેતુ પાણી પણ નાપાક થશે તેથી વોઝુ દુરસ્ત નથી. અને જે પાણી ઘાસ તણખલું પાતરું વગેરે વેહી લઇ જાય તો તે વહેતું પાણી છે. ફરી તે ગમે તેટલું આહિસ્તા આહિસ્તા વહેતું હોય. (હિદાયા.)

[૧૧] **મસઅલો.** ઘણો મોટો હોજ છે જે દસ હાથ લાંબો અને દસ હાથ પહોળો હોય અને એટલો ઉંડો હોય કે જો ખોબલીથી પાણી લઈએ તો જમીન ખુલે નહીં,

એ પણ વહેતા પાણીના જેવો છે. એવા હોજને ( દહદરદહ ) કહે છે. જો તેમાં એવી નાપાકી પડે કે જે પડયા પછી દેખાય નહીં. જેવી કે પેશાબ, ખુન, શરાબ વગેરે તો તેમાં ચારે તરફ વોઝુ કરવું દુરસ્ત છે. જે તરફ ચાહે વોઝુ કરે. પણ જો એવી નાપાકી પડે કે જે દેખાય છે જેમકે મરેલું કુતરૂં તો જે તરફ પડયું હોય તે તરફ વોઝુ કરે નહીં, તે સિવાય જે તરફ ચાહે કરે. હાં, જો આટલા મોટા હોજમા એટલી નસાજત પડે કે રંગ અથવા મજા અથવા બો બદલાઈ જાય તો નાપાક થઇ જશે. (મુન્યા.)

(૧૨) **મસઅલો.** જો વીસ હાથ લાંબો અને પાંચ હાથ ચોડો અથવા પચ્ચીસ હાથ લાંબો અને ચાર હાથ ચોડો હોય તે હોજ પણ દહદરદહના જેવો છે. (દુર્રે મુખ્તાર.)

(૧૩) **મસઅલો.** ધાબા અથવા છાપરા ઉપર નજાસત પડી છે અને વરસાદ વરસ્યો અને નળમાંથી તે પાણી નીકળ્યું અને અડધું અથવા અડધાથી વધુ ધાબુ નાપાક છે તો તે પાણી નજીસ છે, અને જો છત અડધાથી ઓછી નાપાક છે. તો તે પાક છે, અને જો નાપાકી નળની પાસેજ હોય અને એટલી હોય કે સઘળું પાણી (અથવા વધુ પાણી) લાગીને આવે છે તો તે પાણી નાપાક છે. (મુન્યા.)

(૧૪) **મસઅલો.** જો પાણી આહિસ્તા આહિસ્તા વહેતું હોય તો ઘણું જલદી જલદી વોઝુ કરે નહીં, કે જેથી પોતાનું ધોવણ પડે છે તે હાથમાં આવે. (મુન્યા.)

(૧૫) **મસઅલો.** દહદરદહ હોજમાં જ્યાં ધોવણ પડયું છે જો ત્યાંથીજ ફરી પાણી ઉપાડે તો પણ દુરસ્ત છે. (મુન્યા.)

[૧૬] **મસઅલો.** જો કોઇ કાફિર અથવા છોકરૂં બાળક પોતાનો હાથ પાણીમાં નાંખે તો પાણી નાપાક થતું નથી. હા. જો તેના હાથમાં નાપાકી લાગેલી હતી એમ જણાય તો નાપાક થશે. પણ નાના બાળકોનો જો કે કંઇ ભરોસો નથી માટે જ્યાં સુધી કોઇ બીજું પાણી મળે ત્યાં સુધી તેના હાથ નાંખેલા પાણીથી વોઝુ નહીં કરવું બેહતર છે. (મુન્યા)

[૧૭] **મસઅલો.** જે પાણીમાં એવું જાનવર મરે કે જેમાં વેહતું ખુન હોતું નથી. અથવા તે બહાર મરીને પાણીમાં પડે તો પાણી નાપાક થતુ નથી. જેમકે મચ્છર, માંખ, બિડ, ભરીં, વીછુ તથા મધમાખ અથવા એવી તરેહની બીજી વસ્તુ હોય. (હિદાયહ)

[૧૮] **મસઅલો.** જેની પેદાશ પાણીની હોય અને હમેશ પાણીમાં રહ્યા કરતું હોય, તેના મરવાથી પાણી બગડતું નથી, પવિત્ર રહે છે જેવી કે મછલી, દેડકું, કાચબો, કેકડો વગેરે. અને જો પાણી વગર બીજી કોઇ વસ્તુમાં મરે જેમકે સરકો, શીરો, દુધ વગેરેમાં તોપણ તે નાપાક થાય નહીં. અને જમીનનું દેડકુ અને પાણીનું દેડકું બંનેનો એકજ કાયદો છે. એટલે ન એના મરવાથી પાણી નાપાક થાય છે અને ન તેના મરવાથી.—પણ જો ખુશકી (જમીન) ના કોઇ દેડકામાં ખુન થતું હોય તો તેના મરવાથી પાણી વગેરે જે વસ્તુ હોય તે નાપાક થઇ જશે. (દુરે મુખ્તાર)

**ફાયદો**—પાણીના દેડકાની પેહેચાન આ છે કે તેની આંગળીઓના વચમાં ઝીલ્લી લાગેલી હોય છે. અને ખુશકીના દેડકાની આંગળીઓ જુદી જુદી થય છે.

[૧૯] **મસઅલો.** જે જાનવર પાણીમાં રહે છે પણ તેની પેદાશ પાણીની નહીં હોતી તેના મરવાથી પાણી બગડે અને નાપાક થય છે, જેવી રીતે બતક, જળકુકડી ( મુરગાબી ) એવીજ રીતે જો તે કેથે મરે અને પાણીમાં પડે તો પણ નાપાક થાય છે. (દુર્રે મુખ્તાર)

[૨૦] **મસઅલો.** દેડકું કાચબો વગેરે જે પાણીમાં મરીને તદન સડી જાય અને તુકડી તુકડી થઇને પાણીમાં મળી જાય તોપણ પાણી પાક છે પણ તેનું પીવું અને તેથી ખાણું રાંધવું દુરૂસ્ત નથી. હા. વોઝુ ગુસલ તેથી કરી શકે છે.

[૨૧] **મસઅલો.** તડકામાં × તપેલા પાણીથી કોઢ થવાનો ડર હોય છે, માટે તેથી વોઝુ ગુસલ નહીં કરવા બેહેતર છે. (શામી જી. ૧ લી)

[૨૨] **મસઅલો.** મુરદાર જાનવરની ખાલને જ્યારે તડકામાં સૂકવે અથવા કંઇ દવા વગેરે લગાડી કેળવે કે જેથી તેનું પાણી મરી જાય અને રાખવાથી ખરાબ થાય નહીં તો તે પાક થાય છે. તે પર નમાઝ પઢવી મશક વગેરે બનાવવી, તેમાં પાણી ભરવું પણ દુરૂસ્ત છે. ભૂણનું ચામડું પાક થતું નથી બીજા સઘળા ચામડા પાક થાય છે, પણ માણસના ચામડાથી કોઇ કામ લેવું અને વાપરવું મેટો ગુનાહ છે. (દુર્રે મુખ્તાર.)

(૨૩) **મસઅલો** કુતરૂં, વાનર, બીલાડું, વાઘ, વગેરે જેનાં ચામડાં કેળવવાથી પવિત્ર થાય છે તે બિસ્મિલ્લાહ કહી ઝુબહ કરવાથી પણ ચામડાં પાક થાય છે ફરી તેને કેળવે અથવા નહીં કેળવે. હા, ઝુબહ કરવાથી એનું માસ પાક થતું નથી અને એને ખાવું પણ દુરૂસ્ત નથી. (હિદાયહ)

[૨૪] **મસઅલો.** મરેલા જાનવરના વાળ, શીંગડું, હાડકું, અને દાંત આ સઘળી વસ્તુ પાક છે, જો પાણીમાં પડશે તો નાપાક થશે નહીં. હા, જો હાડકું, અને દાંત વગેરે ઉપર જો તે મરેલાં જાનવરની કંઇ ચીકાસ લાગેલી હોય તો તે નાપાક છે. અને પાણી પણ નાપાક થશે. (હિદાયહ)

[૨૫] **મસઅલો.** માણસનું પણ હાડકું અને વાળ પાક છે પણ તેને વાપરવા અને કામમાં લાવવા દુરૂસ્ત નથી. પણ ઇઝઝતની કોઈ જગ્યા દફન કરવા જોઇએ. (હિદાયહ)

## કૂવાનું વર્ણન.

[૧] **મસઅલો.** જ્યારે કુવામાં કંઇ નાપાકી પડે તો કુવો નાપાક થાય છે. અને પાણી ખેંચી લેવાથી તે પાક થાય છે. ફરી તેમાં થોડી નાપાકી પડી હોય અથવા ઘણી પડી હોય. સઘળું પાણી કાઢવું જોઇએ જ્યારે સગળું પાણી નીકળી જશે તો પાક થશે. કુવા માંહેની કાંકરીઓ દીવાર વગેરેને ધોવાની જરૂરત નથી. ૧ સઘળા આપોઆપ પાક થશે. એવીજ રીતે ડોલ દોરડુ જેથી પાણી કાઢયું છે તે કુવાના પાક થવાથી આપોઆપ પાક થશે. આ બંનેના ધોવાની પણ કંઈ જરૂર નથી (દુર્રે મુખતાર.)

**ફાયદો**-સઘળું પાણી બહાર કાઢવાની આ મતલબ છે કે પાણી ખુટી જાય અને અડધી ડોલ પણ ભરએ નહીં.

[૨] **મસઅલો.** કુવામાં કબુતર અથવા ચલ્લીનું ઘુ પડે તે નાપાક થતો નથી. અને મરઘી અથવા બતકના ઘુથી નજીસ થાય છે અને સઘળુ પાણી કાઢવું વાજેબ છે. (મુન્યા)

[૩] **મસઅલો.** કુતરૂ, બિલાડું, ગાય, બકરૂ પીશાબ કરે અથવા કોઇ બીજી નજાસત પડે તો સઘળું પાણી કાઢવું જોઇએ. (મુન્યા. હિદાયહ.)

× તિબની રૂએ આ બેહતર છે. શરીઅતથી આ હુકમ લખવામાં આવ્યો નથી. એટલે એમાં ગુનો કે સવાબ કંઇ નથી.

[૪] **મસઅલો.** જો માણુસ અથવા કુતરૂં અથવા બકરૂં અથવા એના જેટલું કોઇ બીજું જનાવર પડીને મરી જાય તો સઘળું પાણી કાઢવું જોઇએ. અને જો બહાર મરે અને ફરી કુવામાં પડે તો પણ આજ કાયદો છે. સઘળું પાણી કાઢવું જોઈએ. (હિદાયહ)

[૫] **મસઅલો.** જો કોઇ જાનદાર વસ્તુ કૂવામાં મરે અને ફુલે અથવા ફાટે તોપણ સઘળું પાણી કાઢવું જોઇએ. નાનું જાનવર હોય અથવા મોટું તો જો ઉંદર અથવા ચલ્લી મરીને ફુલે અથવા ફાટે તો સઘળું પાણી કઢવું જોઈએ. (હિદાયહ.)

(૬) **મસઅલો.** જો ઉદર અથવા ચલ્લી અથવા એની બરાબર કોઈ જાનવર પડીને મરી જાય પણ ફુલે ફાટે નહીં તો વીસ ડોલ કાઢવી વાજેબ છે અને ત્રીસ ડોલ કાઢવી બહેતર છે પણ પ્રથમ ઉંદરને કહાડે ફરી પાણી કાઢવું શરૂ કરે અને જો ઉંદરને નહીં કાઢયો તો આ પાણી કાઢવાની કશી ગણત્રી નથી ઉંદર કાઢયા પછી ફરી પણ તેટલુજ પાણી કાઢવું પડશે. (હિદાયહ.)

(૭) **મસઅલો.** મોટી છિપકલી જેમાં વહેતું ખુન થાય છે તેનો કાયદો પણ આજ છે કે જો મરી જાય અને ફુલે ફાટે નહીં તો વીસ ડોલ કાઢવી જોઇએ અને ત્રીસ ડોલ કાઢવી બહેતર છે અને જેમાં વેહતું ખુન થતું નહીં હોય તેના મરવાથી પાણી નાપાક થતું નથી. (હિદાયહ.)

(૮) **મસઅલો.** જો કબુતર યા મરઘું અથવા બીલાડું અથવા એની બરાબર કોઇ જાનવર પડીને મરી જાય અને ફુલે ફાટે નહીં તો ચાળીસ ડોલ કાઢવી વાજેબ છે અને સાઠ ડોલ કાઢવી બેહતર છે. (હિદાયહ)

(૯) **મસઅલો.** જે કૂવા ઉપર જે ડોલ પડી રહેતી હોય તેના હિસાબથી કાઢવી જોઇએ અને જો એટલી મોટી ડોલથી પાણી કાઢે જેમાં ઘણું પાણી સમાય છે તો તેને હિસાબ કરવો જોઇએ. જો તેમાં બે ડોલ પાણી સમાતું હોય તો બે ડોલ સમજીશું, અને જો ચાર ડોલ સમાતી હોય તો ચાર ડોલ ગણીશું, સારાંશ આ છે કે જેટલી ડોલ પાણી તેમાં સમાય તેના હિસાબથી ખેંચાશે. (હિદાયહ)

(૧૦) **મસઅલો.** જો કૂવામાં એટલો મોટો ધોધ છે કે પાણી કાઢી શકતા નથી, જેટલું કાઢીએ તેટલું તેમાં તરત આવતું જાય છે તો જેટલું પાણી તેમાં તે વખત હસ્તિ ધરાવતું હોય તેનો અંદાજે ફરી તેટલું કાઢે (હિદાયહ)

**ફાયદો**–પાણીનો અંદાજો કરવાની ઘણી રીત છે. એક આ કે દાખલા તરીકે પાંચ હાથ પાણી છે તો એકદમ એક પછી એક સો ડોલ કાઢીને જુઓ કે કેટલું પાણી ઓછું થયું, જો એક હાથ ઓછું થયું હોય તો આથી હિસાબ કરી લો કે સો ડોલમાં એકે હાથ પાણી ખુટું તો પાંચ હાથ પાણી પાનસો ડોલમાં નીકળી જશે. બીજો આ કે જે લોકોને પાણી વિશે જાણુ હોય અને તેનો અંદાજો કરતાં આવતો હોય એવા બે દીનદાર મુસલમાનોથી અંદાજો કરાવો તેઓ જેટલું કહે તેટલુ કઢાઓ અને જયાં આ બંને તરીકા નહીં બની શકે ત્યાં ત્રણુસો ડોલ કઢાઓ.

(૧૧) **મસઅલો.** કૂવામાં મરેલો ઉંદર અથવા બીજું કોઈ જાનવર નીકળ્યું અને ક્યારે પડયું તે જણાયું નથી અને તે ફુલેલું કે ફાટેલું નથી તો જે લોકોએ તે કુવાથી વોઝુ કર્યું છે તેઓ એક દિવસ રાતની નમાઝ ફરી પઢે અને તે પાણીથી જે કપડાં ધોવાયાં છે તેને

ફરી ધોવાં જોઇએ. અને જો ફુલ્યું કે ફાટેલું છે તો ત્રણ રાત દિવસની નમાઝો દોહરાવવી જોઇએ. હા, જે લોકોએ તે પાણીથી વોઝુ કર્યું નથી તેઓ દોહરાવે નહી. આ મસઅલો એહતેયાતનો છે. અને કેટલાક આલેમોએ આ કહ્યું છે કે જે વખતથી કૂવાનું નાપાક થવુ જણાયું છે તે વખતથી નાપાક સમજે. આથી પહેલાની નમાઝ વોઝુ સઘળાં દુરસ્ત છે. જો કોઇ આ વાત ઉપર અમલ કરે તોએ દુરસ્ત છે. (હિદાયહ)

(૧૨) **મસઅલો.** જેને નહાવાની જરૂરત છે તે જો ડોલ વગેરે ઢુંઢવા માટે કૂવામાં ઉતરે અને તેના બદન તથા કપડાં ઉપર કોઇ તરેહની નાપાકી નથી તો તે કૂવો નાપાક થશે નહીં, એવીજ રીતે જો કાફિર ઉતરે અને તેનાં કપડાં તથા બદન ઉપર નજાસત નથી તો પણ કુવો પાક છે. બેશક જો નજાસત લાગી હોય તો નાપાક થશે અને પાણી કાઢવું પડશે. અને જો શક હોય કે કપડું પાક છે કે નપાક છે એવું જણાયું નથી તો પણ કુવો પાક ગણાશે. પણ જો દિલની તસલ્લી માટે વીસ અથવા ત્રીસ ડોલ કઢાવે તો પણ કશો દોષ નથી. [મુન્યા, હિદાયહ, શામી.]

[૧૩] **મસઅલો.** કુવામાં જો બકરું અથવા ઉંદર પડયું અને જીવતું નીકળી આવ્યું તો પાણી પાક છે કઇ કઢાશે નહીં. [દુર્રે મુખ્તાર.]

[૧૪] **મસઅલો.** ઉંદરને બીલાડીએ પકડયો અને તેના દાંત લાગવાથી ઝખમી થયો છે ફરી તેથી છુટીને તેવીજ તરેહ ખૂનમાં ખરડાએલો તે કુવામાં પડયો તો સઘળું પાણી કાઢવામાં આવે. [આલમગીરી જી. ૧ લી.]

[૧૫] **મસઅલો.** ઉંદર મોરીમાંથી કે નાળામાંથી નીકળીને નાઠો અને તેના દેહ ઉપર નસાજત લાગેલી છે ફરી કુવામાં પડયો તો સઘળું પાણી કાઢવુ જોઇએ ફરી તે ઉંદર કુવામાં મરે અથવા જીવતો નીકળે. [દુર્રે મુખ્તાર.]

[૧૬] **મસઅલો.** ઉંદરની પુછડી કપાઇને પડી તો સઘળું પાણી કાઢવું જોઈએ એવીજ રીતે છિપકલી જેમાં ખુન હોય છે તેની પુછડી પડવાથી પણ સઘળું પાણી કાઢવામાં આવે. [શામી, મુન્યા.]

[૧૭] **મસઅલો.** જે વસ્તુના પડવાથી કુવો નાપાક થયો છે, જો તે વસ્તુ મેહનત કર્યા છતાં નીકળી શકે નહીં, તો જોવું જોઇએ કે તે ચીજ કેવી છે? જો તે વસ્તુ એવી છે કે પોતે તો પાક છે પણ નાપાકી લાગવાથી નાપાક થાય છે. જેવી રીતે નાપાક કપડું નાપાક દડી, નાપાક જોડો, તો તેનું કાઢવું માફ છે, તેવીજ રીતે પાણી કાઢો. અને જો તે વસ્તુ એવી છે કે પોતે નાપાક છે, જેવી રીતે મરેલું જાનવર ઉંદર વગેરે તો જ્યાં સુધી તેનું સડીને માટી થવાની ખાત્રી નહીં થાય ત્યાં સુધી કુવો પાક થઈ શકતો નથી, અને જયારે આ ખાતરી થાય ત્યારે સઘળું પાણી કાઢો કુવો પાક થઇ જશે. (દુર્રે મુખ્તાર, શામી.)

(૧૮) **મસઅલો.** જેટલું પાણી કૂવામાંથી કાઢવાની જરૂર છે તેને જોઇએ એકદમ કાઢે જોઇએ થોડું થોડું કઢે દરેક રીતે પાક થશે. (શામી.)

## જાનવરોના બોટવાનું વર્ણન.

માણસનું બોટેલું પાક છે. જોઇએ કાફિર બેદીન હોય અથવા હૈઝવાળી હોય અથવા નાપાક હોય અથવા નિફાસમાં હોય દરેક હાલતમાં પાક છે. એવીજ રીતે પરસેવો પણ એઓને પાક છે. હા, જો એઓના હાથમાં અથવા મ્હોમાં નાપાકી લાગી હોય તો તેથી તે બોટેલું નાપાક થશે. ( હિદાયહ. )

(૧) **મસઅલો.** કૂતરાનું બોટેલું નાપાક છે, જો કોઈ વાસણમાં મ્હો નાખે તો ત્રણવાર ધોવાથી પાક થશે ફરી તે માટીનું વાસણ હોય કે તાંબા વગેરેનું હોય, ધોવાથી સઘળા પાક થાય છે, પણ બેહતર આ છે કે સાતવાર ધુવે, અને એકવાર માટી લગાડીને માંજે કે જેથી સારી રીતે સાફ થાય. (હિદાયહ.)

(૨) **મસઅલો.** ભુંડનું બોટેલું પણ નાપાક છે. એવીજ રીતે વાઘ, વાનર, વરૂ વગેરે જેટલા ફાડી ખાનાર જાનવરો છે સર્વનું બોટેલું નાપાક છે. (હિદાયહ.)

(૩) **મસઅલો.** બિલાડીનું બોટેલું પાક તો છે પણ મકરૂહ છે, તો બીજું પાણી હોવા છતાં તેથી વોઝુ કરે નહીં; હા, જો બીજું પાણી નહીં મળે તો તેથી વોઝુ કરે. (હિદાયહ.)

(૪) **મસઅલો.** દુધ તરકરી વગેરેમાં બીલાડીએ મોં નાંખ્યુ તો જો માલદાર હોય તો તેને નહીં ખાએ અને ગરીબ માણસ હોય તો ખાએ એમાં કશો બાધ કે ગુનોહ નથી એટલુંજ નહીં પણ એવા માણસ માટે તો મકરૂહ પણ નથી. (દુર્રે મુખ્તાર.)

(૫) **મસઅલો.** બીલાડીએ ઉંદર ખાધો અને તરત આવીને વાસણમાં મો નાખ્યું તો તે નાપાક થશે, અને જો થોડીવાર થોભીને મોં નાંખે તો અને પોતાના મોંને જીભથી ચાટી ચુકી છે તો નાપાક થશે નહીં પણ મકરૂહ થશે. (હિદાયહ.)

(૬) **મસઅલો.** છુટી મરઘી જે અહીં તહીં ગંદી પલીદ વસ્તુ ખાતી ફરે છે તેનું બોટેલું મકરૂહ છે,. અને જે મરઘી ગોંધાયલી રહે છે તેનું બોટેલું મકરૂહ નથી, પણ પાક છે. ( હિદાયહ. )

(૭) **મસઅલો.** શીકાર કરનાર પક્ષી જેમકે સકરો, બાઝ વગેરે એનું બોટેલું પણ મકરૂહ છે. પણ જે પાળેલું હોય અને મરેલું ખાઈ શકતું નહીં હોય તેમ તેની ચાંચમાં કંઇ નાપાકી લાગવાની સંદેહ નહીં હોય તેનું બોટેલું પાક છે. (હિદાયહ.)

(૮) **મસઅલો.** હલાલ જાનવર જેવાં કે દુંબો, બકરૂં, ઘેટું ગાય, ભેંસ, હરણ વગેરે અને હલાલ પક્ષી જેવાં કે મેના, પોપટ, ચલ્લી, ફાખતા આ સઘળાનું બોટેલું પાક છે. એવીજ રીતે ઘોડાનું બોટેલું પણ પાક છે. (દુર્રે મુખ્તાર.)

(૯) **મસઅલો.** જે જાનવરો ઘરમાં રહે છે, જેમકે સાપ, વિંછુ, ઉંદર, છિપકલી વગેરે એઓનું બોટેલું મકરૂહ છે. (હિદાયહ.)

(૧૦) **મસઅલો.** જો ઉંદર રોટલો કતરી ખાએ તો તે જગ્યાએથી જરા તોડીને ફરી ખાવું બેહતર છે. (શામી.)

(૧૧) **મસઅલો.** ગધેડા ખચ્ચરનું બોટેલું પાક તો છે પણ વોઝુ થવામાં શક છે તો જો કદી માત્ર ગધેડા અને ખચ્ચરનું બોટેલું પાણી મળે અને તેના વગર બીજું પાણી નહીં મળે તો વોઝુ અને તયમ્મોમ બન્ને કરે. ફરી જોઇએ પ્રથમ વોઝુ કરે જોઇએ પ્રથમ તયમ્મોમ કરે બન્ને વાતોનો અખત્યાર છે. (હિદાયહ.)

(૧૨) **મસઅલો.** જે જાનવરોનું એઠેલું નાપાક છે તેનો પરસેવો પણ નાપાક છે, અને જેનું એઠેલું પાક છે તેનો પરસેવો પણ પાક છે. અને જેનું એઠેલું મકરૂહ છે તેનો પરસેવો પણ મકરૂહ છે, અને ગધેડા તથા ખચ્ચરનો પરસેવો પાક છે. કપડાને કે બદનને લાગી જાય તો ધોવું વાજેબ નથી પણ ધોવું બેહતર છે. (દુર્રે મુખ્તાર.)

(૧૩) **મસઅલો.** કોઈએ બીલાડી પાળી અને તે પાસે આવીને બેસે છે અને હાથ વગેરે ચાટે છે, તો જ્યાં ચાટે અને તેની રાલ લાગે તેને ધોવી જોઇએ. જો નહીં ધોઇ એવીજ રીતે રહેવા દીધી તો મકરૂહ છે અને બુરૂં કર્યું. (મુન્યા પૃ. ૬૫.)

(૧૪) **મસઅલો.** પારકા પુરૂષનું એઠેલું ખાવું, પીવું સ્ત્રીને ૧ મકરૂહ છે. જો તે જાણતી હોય કે આ તેનું એઠેલું છે. અને જો જાણતી નહીં હોય તો મકરૂહ નથી. (દુર્રે. મુખ્તાર)

## તયમ્મોમનું વર્ણન.

(૧) **મસઅલો.** જો કોઇ જંગલમાં છે, અને તદન જણાયુ નથી કે પાણી કયાં છે, તેમ ત્યાં કોઇ માણસ પણ નથી જેને પુછી વકેફ થાય. તો એવા વખતે તયમ્મોમ કરે, અને જો કોઇ માણસ મળ્યું અને તેણે એક માઇલ શરઈની અંદર પાણીનો પત્તો આપ્યો અને તેના સાચા થવાની વધુ ધારના થાય છે, અથવા માણસ તો નહીં મળ્યુ પણ કોઇ નિશાનીથી તેનું દીલ શાક્ષી આપે છે કે એક માઇલ શરઈની અંદર આટલામાં પાણી જરૂર હોવું જોઈએ તો પાણીની એટલી ઢુંઢ કરવી જોઇએ કે તેને તથા તેના સાથીઓને કોઇ તરેહની તકલીફ તથા નુકસાની થાય નહીં, અને વગર ઢુંઢે તયમ્મોમ કરવુ દુરૂસ્ત નથી. * અને જો પુરતી ખાતરી હોય કે પાણી શરઇ એક માઇલની અંદર છે તો પાણી લાવવું વાજેબ છે. ÷ (દુર્રે મુખ્તાર.)

**ફાયદો**–શરઇ માઇલ અંગ્રેજી માઇલથી જરા મોટો થાય છે, એટલે અંગ્રેજી એક પુરો માઇલ અને આઠમો ભાગ × માઇલનો થઇને શરઈ એક માઇલ થાય છે.

(૨) **મસઅલો.** જો પાણીનો પત્તો લાગ્યો પણ પાણી એક માઇલ દુર છે તો આટલું આઘે જઇને પાણી લાવવું વાજેબ નથી એટલુંજ નહીં પણ તયમ્મોમ કરવું દુરસ્ત છે. (દુર્રે મુખ્તાર.)

(૩) **મસઅલો.** જો કોઇ આબાદીથી એક માઇલને છેટે હોય અને એક માઇલથી પાસે કેથે પાણી નહીં મળે તો પણ તયમ્મોમ કરવું દુરૂસ્ત છે. જોઇએ મોસાફેર હોય અથવા મોસાફેર નહીં હોય અને થોડેક આઘે જવા નીકળી હોય. (મુન્યા.)

(૪) **મસઅલો.** જો માર્ગમાં કુવો તો મળ્યો પણ ડોલ દોરડું પાસે નથી જેથી પાણી કાઢી શકતી નથી તેમ કોઈની પાસે માગ્યાથી પણ મળી શકતી નથી તોપણ તયમ્મોમ દુરૂસ્ત છે. (દુર્રે મુખ્તાર.)

(૫) **મસઅલો.** જો કેથે પાણી મળ્યું પણ ઘણું થોડું છે, તો જો તે એટલું હોય કે એકવાર મોં અને બંને હાથ તથા બંને પગ ધોઈ શકે છે તો તયમ્મોમ કરવું દુરૂસ્ત

---

૧ અને એવીજ રીતે પારકી ઓરતની આગળનું ખાવું મરદને માટે પણ મકરૂહ છે.

* અને જો શોધવામાં કોઇ પણ જાતની નુકસાની કે તકલીફ થતી હોય તો એવી સુરતમાં પાણીનું શોધવું જરૂરી નથી.

÷ જો કે પોતાને કે સાથીઓને કંઈ નુકસાન કે તકલીફ થતી હોય.

× આ માંપ આસરે હતો. ખરો માપ આ છે કે અંગ્રેજી એક માઈલ અને એક ફરલાંગ તથા ૬૨ા ગજ અંગ્રેજીના એક માઈલ શરઇ થાય છે.

નથી. પણ એક એકવાર એ અવયવને ધુવે અને માથાનો મસહ કરે અને કાગળો વગેરે કરવા વેઝુની સુનતો છોડી દે, અને એટલું પણ નહીં હોય તો તયમ્મોમ કરે. (દુર્રે મુખ્તાર)

(૬) **મસઅલો.** જો બીમારીને લીધે પાણી નુકસાન કરતું હેય કે જો વેઝુ કે ગુસલ કરશે તો બીમાર પડી જશે અથવા સાજા થવામાં વાર લાગશે તોપણ તયમ્મોમ દુરૂસ્ત છે. પણ જો ઠંડુ પાણી નુકસાન કરતું હોય અને ગરમ પાણી નુકસાન નહીં કરતું હોય તો ગરમ પાણીથી વેઝુ, ગુસલ કરવું વાજેબ છે. હા, જો એવી જગ્યા હોય કે ગરમ પાણી મળી શકતું નથી તો તયમ્મોમ કરવું દુરૂસ્ત છે. (હિદાયહ.)

(૭) **મસઅલો.** જો પાણી પાસે છે એટલે ખાતરીથી તે એક માઇલથી ઓછું છેટે છે તો તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી. જઇને પાણી લાવવું અને વેઝુ કરવું વાજેબ છે. પુરૂષોથી લાજના કારણથી અથવા પરદાના કારણથી નહીં જવું અને તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી જે પરદાથી શરીઅતનો કોઇ હુકમ છુટતો હોય તેવો પરદો દુરૂસ્ત નથી અને હરામ છે. બુરકો ઓઢીને અથવા સઘળું બદન પીછોડીથી ઓઢીને જવું વાજેબ છે હા, લોકોની સામે બેસીને વેઝુ કરે નહીં અને તેઓની સામે મોં હાથ ખોલે નહીં. (હિદાયહ.)

(૮) **મસઅલો.** જ્યાં સુધી પાણીથી વેઝુ કરી શકે નહીં ત્યાં સુધી બરાબર તયમ્મોમ કરતી રહે, ફરી ગમે તેટલા દિવસ ગુજરે. કંઈ ખિયાલ કે વસ્વસો લાવે નહીં જેટલી પાકી વેઝુ, ગુસલ કરવાથી થાય છે તેટલીજ પાકી તયમ્મોમથી થાય છે.–એમ સમજવું નહીં કે તયમ્મોમથી સારી રીત પાક થતી નથી. (હિદાયહ.)

(૯) **મસઅલો.** જો પાણી વેચાતું મળે છે તો તેણીની પાસે કીંમત નહિ હેય તો તયમ્મોમ કરવું દુરૂસ્ત છે. અને જો કીંમત પાસે છે અને તે માર્ગના કિરાયા ભાડાની જરૂરતથી વધુ પણ છે તો ખરીદવું વાજેબ છે. હા, જો એટલું મોંઘુ વેચે કે તેટલી કીંમત કોઇના કરવામાં નહીં આવે તો ખરીદવું વાજેબ નથી તયમ્મોમ કરવું દુરૂસ્ત છે. અને જો કિરાયા વગેરે માર્ગના ખરચથી વધુ કીંમત નથી તો પણ ખરીદવું વાજેબ નથી તયમ્મોમ કરવું દુરૂસ્ત છે (મુન્યા.)

(૧૦) **મસઅલો.** જો કેથે એટલી સરદી પડે અને બરફ પડતું હોય કે નહાવાથી મરવાનો અથવા બીમાર થવાનો ડર છે, અને ગોદડું, સુજની, કામલ વગેરે કોઈ એવી વસ્તુ પણ નથી કે નહાઇને તેમાં ઊફ લીએ તો એવી લાચારીના વખતે તયમ્મોમ કરવું દુરૂસ્ત છે. (હિદાયહ.)

(૧૧) **મસઅલો.** જો કોઇના અડધાથી વધુ બદન ઉપર ઝખમ છે અથવા શીળી નીકળી છે તો નહાવું વાજેબ નથી પણ તયમ્મોમ કરે. (મુન્યા)

(૧૨) **મસઅલો.** જો કોઇએ મેદાનમાં તયમ્મોમ કરીને નમાઝ પઢી અને પાણી ત્યાંથી પાસે હતું પણ તેને ખબર નહોતી તો તયમ્મોમ અને નમાઝ બને દુરૂસ્ત છે. જ્યારે જણાય તો દોહરાવવું વાજેબ નથી. (મુન્યા.)

(૧૩) **મસઅલો.** જો સફરમાં કોઈ બીજા પાસે પાણી હોય તો પોતાના મનમાં વિચારે જો તેનું મન શાક્ષી આપે કે હું માંગીશ તો પાણી મળશે તો વગર માંગે તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી, અને જો માંહેથી દિલ કહેતું હોય કે માંગવાથી તે શખ્સ પાણી આપશે નહીં તો વગર માંગે પણ તયમ્મોમ કરીને નમાઝ પઢવી દુરૂસ્ત છે. પણ જો નમાઝ પછી તેનાથી પાણી માંગ્યુ અને તેણે આપ્યું તો નમાઝ ફરીથી પઢવી પડશે. (મુન્યા)

(૧૪) **મસઅલો.** જો ઝમઝમનું પાણી ઝમઝમીમાં ભરેલું છે તો તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી ઝમઝમીઓને ખોલીને તેના પાણીથી વેઝુ કરવું વાજેબ છે. (મુન્યા.)

(૧૫) **મસઅલો.** કોઇની પાસે પાણી તો છે પણ રસ્તો એવો ખરાબ છે કે કંઈ પાણી મળી શકતું નથી માટે માર્ગમાં તરસને લીધે તકલીફનો તથા હલાક થવાનો ડર છે તો વોઝુ કરે નહીં. તયમ્મોમ કરવું દુરૂસ્ત છે. (મુન્યા.)

(૧૬) **મસઅલો.** જો ગુસલ કરવું નુકશાન કરે છે અને વોઝુ નુકસાન કરતું નથી તો ગુસલની જગ્યા તયમ્મોમ કરે ફરી જો ગુસલના તયમ્મુમ પછી વોઝુ તુટી જાય તો વોઝુને માટે તયમ્મુમ નહી કરે, બલકે વોઝુની જગ્યામાં વોઝુ કરવું જોઈએ. અને જો ગુસલના તયમ્મુમ પહેલાં કોઇ વાત વોઝુ તોડનારી પણ થઇ ગઈ અને ફરી ગુસલનું તયમ્મુમ કર્યું હોય તો આજ તયમ્મુમ ગુસલ અને વોઝુને માટે બસ છે. (શામી.)

(૧૭) **મસઅલો.** તયમ્મોમ કરવાનો તરીકો (રીત) આ છે કે બને હાથ પવિત્ર જમીન ઉપર મારે અને સઘળા મોં ઉપર ફેરવે, ફરી બીજીવાર પણ પાક જમીન ઉપર બંને હાથ મારે અને હાથો પર કોણી સુદ્ધાં ફેરવે. ચુડીઓ કંગણુ વગેરેની વચ્ચે સારી રીતે ફેરવે, જો તેના ધારવામાં નખ જેટલી પણ કોઇ જગ્યા રહી જશે તો તયમ્મોમ થશે નહીં. અંગુઠી છલ્લાં ઉતારે કે જેથી કોઈ જગ્યા રહી જાય નહીં. આંગળીઓમાં ખિલાલ કરે. જયારે આ બંને કામ કર્યા તો તયમ્મુમ થઇ ગયું (મુન્યા.)

(૧૮) **મસઅલો.** માટી ઉપર હાથ મારીને તેને ઝડકે કે જેથી હાથો પર અને મોં પર બબુત લાગી જાય નહીં અને સુરત બગડે નહીં. (હિદાયહ.)

(૧૯) **મસઅલો.** જમીન વગર બીજી જે વસ્તુ માટીની જાતની હોય તે પર પણ તયમ્મોમ દુરૂસ્ત છે. જેમકે માટી, રેત, પત્થર, છોઈ, ચુનો, હરતાલ, સુરમો, ગેરૂ વગેરે અને જે વસ્તુ માટીની જાતથી નહીં હોય તેથી તયમ્મોમ દુરૂસ્ત નથી. જેવાં કે સોનુ, ચાંદી, જસત, ઘઉં, લાકડી, કપડું, અને અનાજ વીગેરે, હા. જો આ ચીજો ઉપર માટી લાગી હોય તે વખત બેશક તેના ઉપર તયમ્મોમ દુરૂસ્ત છે. (મુન્યા.)

(૨૦) **મસઅલો.** જે વસ્તુ આગમાં બળે નહીં અને ગળે નહીં તે વસ્તુ માટીની જાતથી છે. તે પર તયમ્મોમ દુરૂસ્ત છે. અને જે વસ્તુ બળીને રાખ થાય અથવા ગળી જાય તે ઉપર તયમ્મોમ દુરૂસ્ત નથી એવીજ રીતે રાખ * ઉપર પણ તયમ્મોમ દુરૂસ્ત નથી. (શામી.)

(૨૧) **મસઅલો.** તાંબાના વાસણુ, તકીયે, ગાદી વગેરે કપડા ઉપર તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી. હા, જો તેના ઉપર એટલી ધુળ છે કે હાથ મારવાથી સારી રીતે ઉડે છે અને હથેલીઓમાં સારી રીતે લાગી જાય છે તો તયમ્મોમ દુરૂસ્ત છે. અને જો હાથ મારવાથી જરા જરા ધુલ ઉડે છે તો પણ તેના ઉપર તયમ્મોમ દુરૂસ્ત નથી. અને માટીના ઘડા બંધણીપર તયમ્મોમ દુરૂસ્ત છે, ફરી તેમાં પાણી ભરાયલું હોય અથવા નહીં હોય પણ જો તેના ઉપર લાખ ફેરવી હોય તો તયમ્મોમ દુરૂસ્ત નથી. (દુર્રે મુખ્તાર.)

(૨૨) **મસઅલો.** જો પત્થર ઉપર તદન માટી નહીં હોય તો એ તયમ્મોમ દુરૂસ્ત છે. એટલુંજ નહીં પણ તે પાણીથી સારી રીતે ધોવાયો હોય તો પણ દુરૂસ્ત છે, હાથ ઉપર ધુળ લાગવાની કશી જરૂર નથી. એવીજ રીતે પાકી ઈંટ ઉપર પણ તયમ્મુમ દુરૂસ્ત છે ફરી તેના પર ધુળ હોય અથવા નહીં હોય. (મુન્યા, દુર્રે મુખ્તાર.)

---

* જો કે રાખ બળતી અને પીગળતી નથી તો પણ તે ઉપર તયમ્મુમ દુરૂસ્ત નથી. અને ચુનો જો કે બળી જાય છે છતાં તે પર તયમ્મુમ કરવું દુરૂસ્ત છે. અને આ બન્ને ચીજો આ કાયદાના બંધનમાં નથી. ચુનો કોઈ પણ જાતનો હોય સર્વેનો એકજ હુકમ છે.

(૨૩) મસઅલો. કીચડથી તયમ્મોમ કરવું દુરૂસ્ત છે, પણ યોગ્ય નથી, જો કે તે કીચડ વગર કોઇ બીજી વસ્તુ નહીં મળે તો આ યુક્તી કરે કે કપડમાં કીચડ થથેડે, જ્યારે તે સુકાઇ તો તેના ઉપર તયમ્મોમ કરે. હા, જો નમાઝનો વખત જનો રહેતો હોય તો તે વખત જેમ બની શકે સુકાથી અથવા લીલાથી તયમ્મોમ કરે નમાઝ કજા થવા દે નહીં. (શામી.)

(૨૪) મસઅલો. જો જમીન ઉપર પેશાબ વગેરે કોઇ નજાસત પડી અને તડકાથી સુકાઈ ગઈ અને બદબો પણ જતી રહી તો તે જમીન પાક થઇ ગઇ તેના પર નમાઝ દુરૂસ્ત છે. પણ તે જમીન ઉપર તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી. જ્યારે જણાયું હોય કે આ જમીન એવીજ છે તો. અને જો જણાયું નથી તો વહેમ કરે નહીં. (મુન્યા.)

(૨૫) મસઅલો. જેવી રીતે વોઝુની જગ્યા તયમ્મોમ દુરૂસ્ત છે તેવીજ રીતે ગુસલની જગ્યા પણ લાચારીને વખતે તયમ્મોમ દુરૂસ્ત છે. એવીજ રીતે જે ઓરત હેઝ અને નિફાસથી પાક થઇ હોય મજબુરીના વખતે તેને પણ તયમ્મુમ કરવું દુરૂસ્ત છે. વોઝુ અને ગુસલનાં તયમ્મોમમાં કાંઇ ફેર નથી બંનેનો એકજ તરીકો છે. (મુન્યા).

(૨૬) મસઅલો. જો કોઇને બતલાવવા માટે તયમ્મોમ કરીને દેખાડયું પણ પોતાના દિલમાં તયમ્મોમ કરવાની નેયત નથી માત્ર તેને દેખાડવાનીજ ગરજ છે તો તેનું તયમ્મોમ થશે નહીં. કારણ કે તયમ્મોમ દુરૂસ્ત થવામાં તયમ્મોમ કરવાનો ઇરાદો હોવો અગત્યનો છે. તો જ્યારે તયમ્મોમ કરવાનો વિચાર નહીં હોય માત્ર બીજાને બતાવવા અને દેખાડવાની ગરજ હોય તો તયમ્મોમ થશે નહીં. (દુર્રે મુખ્તાર.)

(૨૭) મસઅલો. તયમ્મોમ કરતી વેળા પોતાના દિલમાં માત્ર આટલો ઇરાદો કરે કે હું પવિત્ર થવા માટે તયમ્મોમ કરૂં છું, અથવા નમાઝ પઢવા માટે તયમ્મોમ કરૂં છું, તો તયમ્મોમ થઇ જશે અને આવી નેયત કરવી કે હું વોઝુનું અથવા ગુસલનું તયમ્મોમ કરૂં છું એની જરૂર નથી. (હિદાયહ.)

(૨૮) મસઅલો. જો કુરઆન મજીદના પકડવા માટે તયમ્મોમ કર્યું હોય તો તેથી નમાઝ પઢવી દુરૂસ્ત નથી. અને જો એક નમાઝ માટે તયમ્મોમ કર્યું તો બીજા વખતની નમાઝ પણ તેથી પઢવી દુરૂસ્ત છે, અને કુરઆન મજીદનું અડવું પણ તે તયમ્મોમથી દુરૂસ્ત છે. (મુન્યા, હિદાયહ.)

(૨૯) મસઅલો. કોઈને નહાવાની પણ જરૂરત છે અને વોઝુ પણ નથી તો એકજ તયમ્મોમ કરે બંને માટે જૂદુ જૂદુ તયમ્મોમ કરવાની જરૂરત નથી (હિદાયહ.)

(૩૦) મસઅલો. કોઈએ તયમ્મોમ કરીને નમાઝ પઢી ફરી પાણી મળ્યું અને વખત હજુ બાકી છે તો નમાઝ ફરીથી પઢવી વાજેબ નથી તે નમાઝ દુરૂસ્ત થઇ ગઈ (મુન્યા.)

(૩૧) મસઅલો. જો પાણી એક માઇલ શહેરથી દુર નથી. પણ વખત ઘણું તંગ છે કે જો પાણી લેવા જશે તો વખત જતો રહેશે, તો પણ તયમ્મોમ દુરૂસ્ત નથી પાણી લાવે અને કજા પઢે. (હિદાયહ)

(૩૨) મસઅલો. પાણી હોવા છતાં કુરઆન મજીદને હાથ લગાડવા તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી. (મુન્યા)

(૩૩) મસઅલો. જો આગળ ચાલતાં પાણી મળવાની આશા છે તો બહેતર આ છે કે પ્રથમ વખતમાં નમાઝ પઢે નહીં પણ પાણીની વાટ જુએ. પણ આટલી વાટ જુએ નહીં કે વખત મકરૂહ થાય. અને જો પાણીની વાટ નહીં જુએ અને પ્રથમ વખતમાંજ નમાઝ પઢી તો પણ દુરૂસ્ત છે. (મુન્યા)

(૩૪) **મસઅલો.** પાણી પાસે છે પણ આ બીક છે કે જો આગગાડી ઉપરથી ઉતરીશ તો રેલ ચાલી જશે તો પણ તયમ્મોમ દુરસ્ત છે. અથવા સાપ વગેરે કોઈ જાનવર પાણીની પાસે છે જેથી પાણી લઇ શકતી નથી તો પણ તયમ્મોમ દુરસ્ત છે (મુન્યા)

(૩૫) **મસઅલો.** સામાન સાથે પાણી મુકેલું હતું પણ યાદ રહયું નહીં; અને તયમ્મોમ કરીને નમાઝ પઢી ફરી યાદ આવ્યું કે મારા સામાનમાં તો પાણી મુકેલું છે તો હવે નમાઝને દોહરાવવી વાજેબ નથી. (હિદાયહ)

(૩૬) **મસઅલો.** જેટલી વસ્તુથી વોઝુ તુટે છે તેટલી વસ્તુથી તયમ્મોમ પણ તુટે છે. અને પાણી મળવાથી પણ તયમ્મોમ તુટે છે. એવીજ રીતે જો તયમ્મોમ કરીને આગળ ચાલી અને એક માઈલ શરૂથી ઓછા અંતરે પાણી રહયું હોય તો પણ તયમ્મોમ તુટી ગયું. (હદાયહ, દુર્રે મુખ્તાર.)

(૩૭) **મસઅલો.** જો વોઝુનું તયમ્મોમ છે તો વોઝુ જેટલું * પાણી મળવાથી તયમ્મોમ તુટશે. અને ગુસલનું તયમ્મોમ છે તો ગુસલના જેટલું પાણી મળવાથી તયમ્મોમ તુટશે. અને જો પાણી ઓછું મળ્યું તો તયમ્મોમ તુટશે નહિં.

(૩૮) **મસઅલો.** જો માર્ગમાં પાણી મળ્યું પણ તેને પાણીની કંઇ ખબર પડી નહીં અને જણાયુંજ નથી કે અહીં પાણી છે તો પણ તયમ્મોમ તુટયુ નથી એવીજ રીતે જો માર્ગમાં પાણી મળ્યું અને જણાઇ પણ ગયું પણ રેલગાડીથી ઉતરી શકી નહીં તોપણ તયમ્મોમ તુટયું નથી. (મુન્યા.)

(૩૯) **મસઅલો.** જો માંદગીને લીધે તયમ્મોમ કર્યું છે તો જ્યારે વોઝુ કે ગુસલ નુકસાન નહીં કરે તેટલી બીમારી જતી રહેવાથી હવે વોઝુ તથા ગુસલ કરવું વાજેબ છે. (દુર્રે મુખ્તાર.)

(૪૦) **મસઅલો.** પાણી નહીં મળ્યું જેથી તયમ્મોમ કર્યું ફરી એવી માંદી પડી જેથી પાણી નુકસાન કરે છે ફરી બીમારી પછી પાણી મળ્યું તો હવે જે તયમ્મોમ પાણી નહીં મળવાને લીધે કર્યું હતું તે તયમ્મોમ રહયું નથી તેથી ફરી તયમ્મોમ કરે. (દુર્રે મુખ્તાર)

(૪૧) **મસઅલો.** જો નહાવાની જરૂર હતી માટે ગુસલ કર્યું પણ જરા સરખું બદન સુકુ રહી ગયું અને પાણી પુરું થયું તો હવે તે પવિત્ર થઇ નથી માટે તેણીને તયમ્મોમ કરવું જોઈએ. જ્યારે કયે પાણી મળે તો તેટલી સુકી જગ્યા ધુવે ફરીથી નહાવાની જરૂરત નથી. (મુન્યા.)

(૪૨) **મસઅલો.** જો એવા વખતમાં પાણી મળ્યુ કે વોઝુ પણ તુટી ગયું તો તે સુકી જગ્યાને પ્રથમ ધુવે અને વોઝુ માટે તયમ્મોમ કરે. અને જો પાણી એટલુ ઓછું છે કે વોઝુ તો થઇ શકે છે પણ તે સુકી જગ્યા તેટલા પાણીમાં ધોવાતી નથી તો વોઝુ કરે અને તે સુકી જગ્યા માટે ગુસલનું તયમ્મોમ કરે હા, જો આ ગુસલનું તયમ્મોમ પ્રથમ કરી ચુકી છે તો હવે ફરી તયમ્મોમ કરવાની જરૂરત નથી તેજ આગલુ તયમ્મોમ બસ છે. (મુન્યા)

(૪૩) **મસઅલો** કોઈનું કપડું તથા બદન પણ નાપાક છે અને વોઝુની પણ જરૂરત છે, અને પાણી થોડું છે તો બદન અને કપડું ધુવે અને વોઝુને બદલે તયમ્મોમ કરે. (મુન્યા.)

## મોઝા ઉપર મસહ કરવાનું વર્ણન.

(૧) **મસઅલો.** જો ચામડાના મોઝા ઉપર વોઝુ કરીને પહેરે અને ફરી વોઝુ તુટે તો ફરીથી વોઝુ કરતી વેળા મોઝા ઉપર મસહ કરવો દુરૂસ્ત છે અને જો મોઝા ઉતારીને ફરી ધોયા કરે તો સર્વથી બેહતર છે. (હિદાયહ.)

* વોઝુ અને ગુસલ જેટલુ પાણી મળવાની એ મતલબ છે કે એટલું પાણી મળી આવે કે જેનાથી ગુસલ અને વોઝુના ફરઝો અદા થઇ શકે. ભલે સુન્નતો અદા થાય કે ન થાય.

(૨) **મસઅલો** જો તે મોઝા એટલા નાના હોય કે ઘુંટી મોઝાની અંદર ઢંકાયલી નહીં હોય તો તે પર મસહ દુરૂસ્ત નથી એવીજ રીતે જો વગર વોઝુએ મોઝા * પેહેર્યા તો તે પર પણ મસહ દુરૂસ્ત નથી ઉતારીને ફરી ધોવું જોઇએ. (દુરે મુખ્તાર.)

(૩) **મસઅલો.** સફરમાં ત્રણ રાત અને ત્રણ દિવસ સુધી મોઝા પર મસહ કરવો દુરૂસ્ત છે, અને જો સફરમાં નહીં હોય તો તેને એક દિવસ એક રાત. અને જે વખતથી વોઝુ તુટે તે વખતથી એક દિવસ રાત, અથવા ત્રણ દિવસ રાતનો હિસાબ કરવામાં આવશે. દાખલા તરીકે જો કોઇએ જોહર વખત વોઝુ કરીને મોઝા પહેર્યાં ફરી સુર્યાસ્ત વખતે વોઝુ તુટયું તો આગલા દિવસે સુર્યાસ્ત સુધી મસહ કરવો દુરૂસ્ત છે, અને સફરમાં ત્રીજા દિવસના સુર્યાસ્ત સુધી જ્યારે સુર્ય ડુબ્યો તો હવે મસહ કરવો દુરૂસ્ત નથી. (હિદાયહ)

(૪) **મસઅલો.** જો કોઈ એવી વાત થઇ ગઇ જેથી નહાવું વાજેબ થયું તો મોઝા ઉતારીને નહાએ ગુસલમાં મોઝા ઉપર મસહ કરવો દુરૂસ્ત નથી. (હિદાયહ.)

(૫) **મસઅલો.** મોઝાના, ઉપરની તરફ મસહ કરે તલયાની બાજુ મસહ કરે નહીં (હિદાયહ.)

(૬) **મસઅલો.** મોઝા ઉપર મસહ કરવાનો તરીકો આ છે કે હાથની આંગળીઓ તર કરીને આગળની તરફ મુકે. આંગળીઓ સીધી મોઝા ઉપર રાખે અને હથેલી મોઝાથી અલગ રાખે ફરી તેને ખેંચીને ઘુંટી તરફ લઈ જાય. અને જો આંગળીઓ સાથે હથેલી પણ રાખે અને હથેલી સુધ્ધા આંગળીઓને ખેંચીને લઇ જાય તો પણ દુરૂસ્ત છે. (મુન્યા)

(૭) **મસઅલો** જો કોઇ ઉલટો મસહ કરે એટલે ઘુંટી તરફથી ખેંચીને આંગળીઓ તરફ લાવે તો પણ દુરૂસ્ત છે, પણ મુસ્તહબ વિરૂદ્ધ છે. એવીજ રીતે જો લંબાઈમાં મસહ નહીં કરે પણ મોઝાની ચોડાઇમાં મસહ કરે તો પણ દુરૂસ્ત છે. પણ મુસ્તહબ વિરૂધ્ધ છે (મુન્યા.)

(૮) **મસઅલો.** જો તલયા તરફ અથવા એડીમાં અથવા મોઝાની આજુ બાજુ મસહ કરે તો આ મસહ દુરૂસ્ત નથી. (મુન્યા.)

(૯) **મસઅલો.** જો પૂરી આંગળીઓ મોઝા ઉપર નહીં રાખી પણ માત્ર આંગળીઓનાં માથાં મોઝા ઉપર મુકયા, અને આંગળીઓને ઉભી રાખી તો આ મસહ દુરૂસ્ત થયો નથી. હા, જો આંગળીઓથી પાણી બરાબર ટપકતું હોય અને વહીને ત્રણ આંગળીઓ જેટલું પાણી મોઝાને લાગે તો દુરૂસ્ત થશે. (મુન્યા.)

(૧૦) **મસઅલો.** મસહમાં મુસ્તહબ આ છે કે હથેલી તરફથી મસહ કરે, અને જો કોઈ હથેલીની બીજી બાજુથી મસહ કરે તો પણ દુરૂસ્ત છે (મુન્યા.)

(૧૧) **મસઅલો.** જો કોઇએ મોઝા પર મસહ કર્યો નથી પણ વરસાદ વરસતામાં નીકળી અથવા ભીંગા ઘાસમાં ચાલી જેથી મોઝો ભીંગાયો તો મસહ થઇ ગયો. (મુન્યા.)

(૧૨) **મસઅલો.** હાથની ત્રણ આંગળીઓ જેટલો દરેક મોઝા ઉપર મસહ કરવો ફરજ છે. એથી ઓછામાં મસહ થશે નહીં (મુન્યા.)

(૧૩) **મસઅલો.** જે વસ્તુ વોઝુ તોડે છે તેથી મસહ પણ તુટે છે અને મોઝાના ઉતારવાથી પણ મસહ તુટે છે. તો જો કોઈનું વોઝુ તુટયું નહીં હોય, અને તેણે મોઝા ઉતાર્યા હોય તો હવે અને પગ ધુવે ફરીથી વોઝુ કરવાની જરૂરત નથી. (હિદાયહ.)

---

* એનો મતલબ આ છે કે જો કોઇનું પ્રથમથી વોઝુ ન હોય અને તે વગર વોઝુ કરે મોઝા પહેરી લે તો એ પર મસહ જાએઝ નથી. પણ જો પુરૂ વોઝુ કરી મોઝા પહેર્યા છે તો મસહ જાએઝ છે, અને જો માત્ર પગ ધોઈ મોઝા પહેરી લીધા અને બાકીનું વોઝુ કર્યું નથી તો પણ મસહ જાએઝ નથી, અને જો પગ ધોઈ મોઝા પહેર્યાં છે અને તે પછી વોઝુ પુરૂ કરી લીધું અને ફરી વોઝુ તુટયું તો હવે મસહ જાએઝ છે, અને જો પગ ધોઇ મોઝા પહેર્યાં તે પછી બાકી વોઝુ કરવું શરૂ કર્યું મગર હજી પુરૂ કરવા ન પામીથા કે વોઝુ તુટી ગયુ તો હવે મસહ જાએઝ નથી.

(૧૪) **મસઅલો.** જો એક મોઝો ઉતાર્યો હોય તો બીજો મોઝો પણ ઉતારીને બંને પગનું ધોવું વાજેબ છે. (હિદાયહ.)

(૧૫) **મસઅલો.** જો મસહની મુદ્દત પુરી થઈ ગઇ તોએ મસહ જતો રહયો તો જો વોઝુ તુટયું નહીં હોય તો મોઝા ઉતારીને બંને પગ ધુવે. પુરા વોઝુને દોરવવું વાજેબ નથી, અને જો વોઝુ તુટયું હોય તો મોઝા ઉતારીને પુરૂં વોઝુ કરે. (હિદાયહ.)

(૧૬) **મસઅલો.** મોઝા ઉપર મસહ કરવા પછી કેથે પાણીમાં પગ પડી ગયો, અને મોઝા ઢીલા હતા જેથી મોઝાની અંદર પાણી ઘુસી ગયું અને સઘળો પગ અથવા અડધ થી વધુ પગ ભીંગાયો તોપણ મસહ જતો રહયો. બીજો મોઝો પણ ઉતારે અને બંને પગ સારી રીતે ધુવે. (દુર્રે મુખ્તાર.)

(૧૭) **મસઅલો.** જો મોઝો એટલો ફાટયો હોય કે ચાલવામાં પગની નાની ત્રણ આંગળીઓ જેટલો ખુલી જાયં છે, તો તે પર મસહ દુરૂસ્ત નથી અને જો એથી ઓછો ખુલે છે તો મસહ દુરૂસ્ત છે. (હિદાયહ.)

(૧૮) **મસઅલો.** જો એક મોઝાની સીવણ ખુલી ગઈ પણ તેમાંથી પગ દેખાતો નથી તો મસહ દુરૂસ્ત છે, અને જો તે એવો હોય કે ચલતા તો ત્રણ આંગળીઓની બરાબર દેખાય છે અને એમ દેખાતો નથી તો મસહ દુરૂસ્ત નથી. (હિદાયહ.)

(૧૯) **મસઅલો.** જો એક મોઝામાં બે આંગળીની બરાબર પગ ખુલે છે અને બીજા મોઝામાં એક આંગળીની બરાબર ખુલે છે તો કંઇં નુકસાની નથી મસહ તો જાએઝ છે. અને જો એકજ મોઝો અનેક જગ્યાથી ફાટેલો છે તો સઘળાને મેળવતાં જો ત્રણ આંગળીઓ બરાબર ખુલતો હોય તો મસહ જાએઝ નથી. અને જો સઘળી મેળવતાં પણ ત્રણ આંગળીઓ બરાબર ખુલતો નથી તો મસહ દુરૂસ્ત છે. (મુન્યા.)

(૨૦) **મસઅલો.** કોઇએ મોઝા ઉપર મસહ કરવો શરૂ કર્યો અને હજુ એક રાત દિવસ પુરા થવા નહીં પામ્યા કે સફર કરતી થઇ તો ત્રણ રાત દિવસ મસહ કરતી રહે. અને જો સફરથી પહેલાંજ એક રાત દિવસ પુરાં થાય તો મુદ્દત પુરી થઇ ગઇ પગ ધોઇને ફરી મોઝા પેહેરે. (મુન્યા.)

(૨૧) **મસઅલો** અને જો સફરમાં મસહ કરતી હતી ફરી ઘેર આવી તો જો એક દિવસ રાત ગુજર્યા છે તો હવે મોઝા ઉતારે, હવે તેના ઉપર મસહ દુરૂસ્ત નથી. અને જો હજુ એક દિવસ રાત થયા નથી તો એક રાત દિવસ પુરાં કરે એથી વધુ મુદ્દત મસહ દુરૂસ્ત નથી. (મુન્યા.)

(૨૨) **મસઅલો.** જો કપડ'ના મોઝા ઉપર ચામડાના મોઝા પહેર્યા હોય તો પણ મોઝા ઉપર મસહ દુરૂસ્ત છે. (મુન્યા)

(૨૩) **મસઅલો.** કપડાના મોઝા ઉપર મસહ દુરૂસ્ત નથી. હા, જો તેના ઉપર ચામડું મઢેલું હોય અથવા સઘળા મોઝા ઉપર ચામડું ચઢાવ્યું નથી પણ પુરૂષોના જોડાની શીકલ ઉપર ચામડું લગાડયું હોય, અથવા તે કપડું સંગીન અને સખત હોય કે વગર કોઈ વસ્તુથી બાંધે આપોઆપ ઠરી શકે છે અને તેને પહેરીને ત્રણચાર માઇલ રસ્તો કાપી શકે છે તો આ સઘળી શરતોમાં કપડાના મોઝા ઉપર મસહ દુરૂસ્ત છે. (દુર્રે મુખ્તાર.)

(૨૪) **મસઅલો.** બુરકો તથા હાથના મોઝાઓ ઉપર મસહ દુરૂસ્ત નથી. (હિદાયહ)

## સમાપ્ત.

